## શરીરની આરોગ્યતા સાચવવા અને ઉદાશીપણુ ટાળવા માટે શું વાંચશો ?

[illegible] ઉપરથી ઉતરી ઢાળપર જા, ગામડાનો ખેડુત, ઘર આણી દુધ થોભ્યા જન્મ્યો, વિદ્વાન છતે કે ધનવાન, પુનર્જન્મ કે પશ્ચાતાપ ઈશ્કમાં સજા, હમ ભી જમદાર તમ ભી જમાદાર, મારા પતિને મારી ચોટલીએ માટે હિંદુ છે, કાના કુંભારની માટલી વગર ચાલશે નહી, વગરે વગડે ફારમતી અને ગામમાં એનું એ બે ઘડી આનંદ આપનારા ચઉદ દ્રષ્ટાંતોથી ભરપુર.

મારૂં પોગળ કીમત પોસ્ટેજ સાથે અ.ઠ આનાની ટીકીટો બીડવી.

## કળજુગની ફેશનબાઈમાં શું વાંચશો ?

પતિવ્રતા શોધતાં, ગુણીકા મીસતાં,<br>
કુંવારકા જળ લાવતાં, ગુણીકા છાંટતાં,<br>
બગીચો ફળતાં, સ્વાહા. સ્વાહા.

છેલ શેઠની છેલાઈમાં રાજાએ કુંવરી પરણ્યાતી, પતિને મહીને સવાસોનો પગાર તેથી રસોઈ કરનાર રસોયણ. કામ કરનાર નોકર, પતિ સાથે જમતી, ફેરીવાળા પાસેથી નવું નવું ખરીદતી ને ફેનસી નૉવેલો વાંચતી બીજું કાંઈ કામ ન કરતી. રસીક ચાર દ્રષ્ટાંતોથી ભરપુર છતાં કીમત પોસ્ટ સાથે ત્રણ આનાની ટીકીટો બીડવી.

**વૈદ સોમચંદ જેઠાલાલ.**

અમદાવાદ.

ઠે. હાજાની પોળમાં ખારાકુવાની પોળ.

આ આયુર્વેદ ઔષધાલયમાં દરેક રોગોની દવાઓ મળે છે.

ગરબા અને વાર્તા સાથે

# સત્યવાન સાવિત્રી.

## સિદ્ધરાજ અને જસમા ઓડણનો સંવાદ.



રચી છપાવી પ્રસિદ્ધ કરનાર
વૈદ્ય સોમચંદ જેઠાલાલ.
ઠે. ઢાળની પોળમાં ખારાકુવાની પોળ—અમદાવાદ.







આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

શ્રી જૈન વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ
નાથાલાલે છાપી. રીચીરોડના પુલ નીચે—અમદાવાદ.

નં૦ ૧૧૧.

કીંમત રૂ.૦—૫—૦.

# સત્યવાન સાવિત્રી.

## ગજલ.

સદાયે શોભજો ધારી, શિયળ શ્રંગાર સુંદરીઓ;
સફલ કરજો સાવિત્રી સમ, મનુજ અવતાર સુંદરીઓ.
વૃથા છે હેમને હીરા, વૃથા પુખરાજને પંના;
અચિત આભુષણુ કેરા, શિયળ છે સાર સુંદરીઓ;
સુગંધી સેન્ટમાં શાની, અત્તરમાં છે નહી એવી;
શિયળ કેરી સુગંધી તો, અચલ રહેનાર સુંદરીઓ.
જગતમાં મોહિની મંત્રો, શિયળથી છે નહી મોટા;
વીના યત્ને હીયે અર્પી, પતિ જ્યાં પ્યાર સુંદરીઓ.
બનાવેલી સહુ શોભા, ક્ષણીક છે ખરૂં માનો;
શિયળનો શોભતો પ્હેરો, હૃદયપર હાર સુંદરીઓ.
જીવીતભર દેવીયો જેવી, બને દુનિયા મહી લાડી;
શિયળ છે અંતના વખતે, સ્વર્ગ દાતાર સુંદરીઓ.
શિયળના દેવની સેવા, કરે જો સ્નેહ ધારીને;
નથી નથુરામ દેવોની, પછી દરકાર સુંદરીઓ.

ભદ્રદેશના રાજા અશ્વપતિની રાણી માલવીએ અઢાર વર્ષ સુધી સાવિત્રી દેવીનુ વ્રત કરી મંત્રથી અગ્નીને આહુતી આપી ત્યારે દેવીએ વરદાન આપ્યુ. તમારી કુખે કુંવરીનો જન્મ થશે તેજ કુંવરીના પ્રતાપથી તમોને પુત્ર થશે. માલવી રાણીને તેજ

દીવસથી ગર્ભ રહ્યો પુરા માસે કુંવરીનો જન્મ થયો. કુંવરીનું નામ સાવિત્રી પાડ્યું.

એક દીવસ રાજા અને રાણી એકાંતમાં બેસી વાર્તા વીનોદ કરે છે તેવામાં રાણીએ કહ્યું. સ્વામીનાથ સાવિત્રી પરણાવા લાયક થવા આવી માટે સ્વયંવર રચવામાં તમારો શું વીચાર છે.

અશ્વપતિ—તમારા કરતાં મને વધારે ચીંતા છે. પણ સાવિત્રીના લાયક વર કેવી રીતે મેળવવો તેના વીચારો મને રાત દીવસ થયા કરે છે માટે સાવિત્રીને બોલાવી પુછીએ; તેના વીચારો કેવા છે.

માલવીરાણી—સ્વામીનાથ તમારો હુકમ હોય તો સાવિત્રીને હમણાંજ બોલાવું.

સાવિત્રી—માતાજી હું અહીઆં ઉભી ઉભી સાંભળુછું.

માલવીરાણી—દીકરી છાની માની સાંભળે છે ત્યારે અંદર કેમ ન આવી ?

સાવિત્રી—માતાજી મારી વાત થતી હતી એટલે હું ઘરમાંઇ બ્હાર ઉભી રહી.

અશ્વપતિ—તમારી માતાજી સયંવર રચવાનું કહે છે તેમાં તુમારો શું વીચાર છે.

સાવિત્રી—પિતાજી સયંવર રચવો એ ચાલતી રૂઢીનો રીવાજ છે પરંતુ......

અશ્વપતિ—સાવિત્રી શા માટે બોલતાં અચકાય છે. તારા જે વીચારો હોય તે જણાવ.

સાવિત્રી—પિતાજી સયંવરમાં તો માત્ર રૂપ અને વૈભવ

ઉપર પસંદ કરી વરમાળા આરોપાય છે. પણ તેના ગુણ અને લક્ષણની પરિક્ષા થતી નથી.

અશ્વપતિ—પુત્રી હું તારાં વીચારને મળતો છું. લગન સંબંધ એ કરાર નથી પણ સ્ત્રી પુરૂષ બંધનથી બંધાઇને સુખી જોડુ બને છે. માટે આપણા પ્રધાન સાથે તમને દેશાટન કરવા મોકલવાં તેમાં તમે જે રાજકુંવરને પસંદ કરશો તેની સાથે પાણી ગ્રહણ કરાવીશ.

માલવીરાણી—દીકરી આજદીન સુધી તને વીદ્યાભ્યાસ કરાવ્યો હવે દેશાટન કરી દેશ દેશની રીતભાતની તું માહેતગાર થઇશ.

અશ્વપતિ—પુત્રી તમો તૈયાર થાવ હું હમણાં પ્રધાનજી સાથે બંદોબસ્ત કરૂં છું.

સાવિત્રી—હું તૈયાર થઇ છું.

રાજા કચેરીમાં આવી પ્રધાનને કહ્યું પ્રધાનજી તમે સાવિત્રીને તેડી દેશાટન કરવા જાવ દરેક સ્થળે રાજકુંવરો જોવા વૈભવ રૂપ, રંગ અને તેમના ગુણોનું અવલોકન કરવું. સાવિત્રી પસંદ કરે તે રાજકુંવરનો પુરેપુરો તપાસ કરવો અને જેમ બને તેમ જલદી પાછા આવવું.

પ્રધાન—જેવી મહારાજાની આજ્ઞા.

---

## તપોવનમાં.

શાલ્વ દેશમાં રાજા દ્યુમત્સેન રાજ કરે છે તેમની રાણીનુ નામ શૈબ્યા છે સત્યવાન નામે એક કુંવર છે રાજા અને રાણી

આંખે આંધળાં થયાં. ઘણીજ દવાઓ કરી પણ આરામ થયો નહી તેથી રાજથી કંટાળી તપોવનમાં જવા વીચાર કર્યો કારણ કે ત્યાં રૂષી મુનીઓના સહવાસમાં તેમની સેવા કરવાથી દવાની 'જડીબુટ્ટી મળી આવશે આવા વીચારથી પ્રધાનને રાજ સોંપી તપોવનમાં રૂષીઓના સ્હેવાશમાં રહેવા લાગ્યાં સત્યવાન પોતે નાની ઉમરનો છે છતાં હમેશાં કાષ્ટ કાપી લાવવાં, પાણી ભરવું, માતા પિતાને નવરાવવાં, રસોઇ બનાવી માતા પિતાને જમાડી પોતે જમવું બાકીના વખતમાં વીદ્યાભ્યાસ કરવો રૂષીઓની બનતી સેવા કરવી આવી રીતે સત્યવાન નિત્ય નીયમ કર્યાં કરે છે એક દીવસ રૂષી-મંડળ ધ્રુમત્સેન રાજાને મલવા આવ્યું તે વખતે સત્યવાને આશન આપી સરવેને બેસાડયા.

રૂષીમંડળ—મહારાજા ધ્રુમત્સેન ખુશીમાં છોને ?

ધ્રુમત્સેન—ગુરૂપ્રતાપથી સદા ખુશીમાં છું.

ધૌમ્યરૂષી—આપના આવવાથી અમને ઘણોજ આનંદ થયો છે.

શૈબ્યારાણી—આપના પ્રતાપથી અમને સંતોષ છે, રાજ્ય સમૃદ્ધિની કંઇ ચીંતા થતી નથી પણ પ્રભુએ અમને બન્નેને અંધાપો આપ્યો તેની અમુઝણ ઘણીજ થાય છે.

સત્યવાન—ગુરૂજી મારાં માતા પિતાને બન્ને આંખો પ્રભુએ આપી. અને શામાટે ખેંચી લીધી હશે;

ગૌતમરૂષી—સત્યવાન પ્રભુની લીલાને કોઇ જાણી શકતું નથી. તેમને દુઃખ દેવામાં તેમનો શુભ હેતુ હશે માટે દુઃખ સ-સહન કરવું.

સત્યવાન—ગુરૂજી પૃથ્વી ઉપર એવું કંઇ અંજન નહિ

હોય કે મારાં માતા પિતાને આંખવાથી દેખતાં થાય તમો બતાવો તો હું ગમે તેવું સંકટ ખમી પ્રાણ સાટે લાવવા તૈયાર છું.

દ્યુમત્સેન—પ્રભુએ અંધ વખતે લાકડી સમાન આ પુત્ર રત્ન અમને આપ્યું છે એજ એમની કૃપા અને દયા સમજીએ છીએ.

ગૌતમઋષી—મહારાજા તમે સત્યવાનને રાજ્ય વૈભવ સોંપી તમે વાનપ્રસ્થ લ્યો.

સત્યવાન—આપનું વચન સફળ થાવ પણ મારાં માતા પિતાની સેવા સિવાય મને કોઇ વસ્તુ વહાલી નથી, રાજ્યસમૃદ્ધિની કંઈ ઇચ્છા નથી ફક્ત મને તો મારાં માતા પિતાની સેવા કરવી એજ ખરો ધર્મ છે અને તેમાંજ હું સુખ માનું છું.

ઋષીમંડળ—ધન્ય છે કુમાર ધન્ય છે ?

ગૌતમઋષી—માતાપિતા પ્રત્યે શો ધર્મ છે તેજ તમે જાણો છો ? માબાપે જન્મ આપી પાળી પોષી મોટા કર્યાં ને તેની અવગણના કરનાર પુત્રોને લાખોવાર ધીકાર છે.

દ્યુમત્સેન—દીકરા સત્યવાન! ગુરૂજીના કહેવા પ્રમાણે રાજ્ય ગાદી સંભાળી અમને વાનપ્રસ્થ લેવા દેતો બહુ સારૂ.

સત્યવાન—પિતાજી તમારૂ કહેવું સત્ય છે પણ આવી અંધ દશામાં મને તમારી સેવા કરવી ઘણીજ ઉત્તમ લાગે છે, રાજ વૈભવ ભોગવવા સારા લાગતા નથી.

શૈબ્યારાણી—દીકરા તું અમારી સેવામાં રહીશ તો રાજ્ય કોણ સંભાળશે.

દ્યુમત્સેન—સત્યવાનની વતી ચંડસેન રાજ સંભાળશે તો શી હરકત છે.

શૈબ્યારાણી—સ્વામીનાથ તમે ભોળા ક્યાંસુધી રહેશો અર-

તસમ ચંડસેનને ધારતા હશે પણ તેમના દુરગુણ કેટલા છે તે તમને આગળ ઉપર જણાશે.

દ્યુમત્સેન—રાણી હું સત્યવાન અને ચંડસેનમાં ફેર સમજ તો નથી લઘુ બંધવ પુત્ર તુલ્ય છે.

સત્યવાન—પિતાજી આપણા પ્રધાનજી આવે છે.

પ્રધાન—મહારાજાધિરાજને પ્રણામ કરૂં છું.

દ્યુમત્સેન—પ્રધાનજી શી ખબર લાવ્યા છો?

પ્રધાન—આપનો લઘુ બંધવ ચંડસેન રાજ્ય ખટપટ કરી રાજ્યના તમામ માણસોને પક્ષમાં લઇ રાજ્ય ગાદી ઉપર બેસી પોતાની આણ ફેરવી છે, સેનાપતી મોટું લશ્કર લઇ આપને પકડવા માટે આવે છે. હું છાનોમાનો નાશી તમને કહેવા માટે આવ્યો છું.

શૈબ્યારાણી—સ્વામીનાથ મારૂં કહેવું સત્ય ઠર્યું.

દ્યુમત્સેન—ચંડસેનને ગાદી આપવી એવી મારી મરજી હતી છતાં તેની મેળે ગાદી ઉપર બેઠો તેમાં શું ખોટું કર્યું છે.

સત્યવાન—પિતાજી હું ઘણો ખુશી થયો છું. હવે મારાથી તમારી સેવા નિર્ભયપણે થશે.

પ્રધાન—મહારાજા હું પણ તમારી સાથે રહી સેવા કરીશ.

દ્યુમત્સેન—પ્રધાનજી તમે એકલા રાજભક્ત નીકળ્યા તે માટે હું તમને ધન્યવાદ આપુ છું! અને તમે ત્યાં હશો તો અમારૂં કાંઇ ભલું કરશો. તમે આવ્યા તેવી રીતે પાછા જાવ અને રૈયતને સમજાવજો કે ચંડસેન ગાદીએ બેઠો તેમાં મહારાજા ખુશી છે. તેમની આજ્ઞા પ્રમાણે વર્તો.

પ્રધાન—આપના કહેવા પ્રમાણે રૈયતને સમજાવીશ પણ

હમણાંજ સેનાપતી લશ્કર લઈને આવશે અને સરવેને પકડી લેશે.

રૂષીઓ—પ્રધાનજી દુરાગ્રહી માણસો આ તપોવનમાં આવી શક્તાં નથી છતાં આવશે તો ;અમે તેમના સામા લઢીશું પણ મહારાજાને આંચ આવવા દઈશું નહી.

ધુમત્સેન—ગુરૂજી રાજ અને રૈયતની ચીંતા હતી તે લઘુ બંધવે વ્હોરી લીધી હવે અમે તમારી છાયામાં રહી પ્રભુ ભજન કરીશું.

વૌમ્યરૂષી—આ તપોવન આપણુંજ છે.

રૂષીઓ—પોતપોતાના આશ્રયમાં ગયા પ્રધાનને નગરમાં પેસતાં ચંડસેને પકડી કેદ કર્યો.

સેનાપતિ લશ્કર લઈ તપોવનની સરહદમાં દાખલ થાય છે એવામાં અગ્ની પ્રગટ થઈ લશ્કરને ચારે બાજુ ઘેરીને બાળી ભરમ કરે છે, ફક્ત સેનાપતિ બચે છે તે ચંડસેન પાસે આવી તમામ હકીકત કહે છે, ચંડસેન તપોવન આગળ છાવણી રાખે છે.

—○—

## તપોવનમાં સાવિત્રી.

સાવિત્રી પ્રધાન સાથે દેશાટન કરી પાછાં ફરતાં તપોવનમાં મુકામ કરી. સાવિત્રી વનલીલા જોવા નીકળી દેશાટનમાં દરેક રાજ કુંવરો જોયા પણ પોતાને એકે પસંદ નહી પડવાથી અફસોસ કરે છે. હે પ્રભુ તમે મને જન્મ આપ્યો. વીધાત્રાએ લેખ લખ્યા તો મારા માટે વર શા માટે નીર્માણ ન કર્યો હુ મારા માતાપિતાને શું મોં બતાવીશ, દેશે દેશ ફરી પણ કોઈ રાજકુંવર મને પસંદ પડયો નહીં નગર જનો મારી હાંશી કરશે માટે અહીંજ

રહી તપ કરી દેહ ગાળવી ઉત્તમ છે. સાવિત્રી આવા વીચારો ક-રતી બે માઇલ દુર આવી છતાં તેને કંઇ ભાન નથી ને અફ-સોસ કરતી ચાલી જાય છે. એવામાં સત્યવાન તથા ઋષીકુમાર બન્ને સમીધી લેવા નીકળ્યા છે તે સાવિત્રીની નજરે પડયા.

સાવિત્રી એક બાજુ ઝાડના ઓથે ઉભી રહી, સત્યવાન અને રૂષીપુત્ર બન્ને નજીક આવ્યા એટલે સાવિત્રી સત્યવાનને જોઇ ( સ્વાગત ) અહો રાજકુમારને ભુલાવે તેવા રૂષીપુત્રો આ તપોવનમાં બીરાજે છે. આને જોઇ મારૂં હૃદય કેમ ઉછાળા મારે છે. અરે તેમના બોલવા ઉપરથી રાજકુમાર જેવા લાગે છે વીધાત્રાએ મારા માટે વર આ તપોવનમાં રાખ્યો હશે. મેં ઘણા રાજપુત્રો જોયા પણ આવો પ્રેમ મને કોઇ રાજપુત્ર ઉપર આવ્યો નહોતો.

રૂષીપુત્ર—ભાઈ આપણે ઘડીઅડીઆં વીશ્રમ લઇએ કેવી ઠંડી હવા આવે છે ?

સત્યવાન—આપણે સમીધી લેવા આવ્યા છીએ માટે સ-મીધી ભેગી કરીને વીશ્રામ લઇએ.

રૂષીપુત્ર—ભાઇ તમે રાજકુંવર છતાં, માતાપિતાની સેવા ગુરૂની ભક્તિ અમારા કરતાં વીશેષ કરો છો ! છતાં કંટાળતા નથી.

સત્યવાન—હું મારૂ કર્તવ્ય છે તે કરૂં છું તેમાં કંટાળો શેનો આવે. માતા પિતા અને સદ્દગુરૂની ભક્તિ કરવી એજ ખરો ધર્મ છે. મને ધનની ઇચ્છા નથી, રાજ્યની ઇચ્છા નથી, સ્વ-ર્ગની ઇચ્છા નથી ફક્ત માતા પિતા અને સદ્દગુરૂની સેવા કરવા-ની ઇચ્છા છે.

રૂષીપુત્ર—શું ? તમને ગયેલાં રાજ્વૈભવ સાંભળતાં નથી.

સત્યવાન—મનુષ્યનો ઉન્નતિનો માર્ગ વિપત્તિ છે. પ્રભુ જે કરે છે તે સારા માટે કરતા હશે.

રૂષીપુત્ર—દુઃખમાં સુખ માનો છો તેથી હું ધન્યવાદ આપુછું! પણ રાજ્ય ગયું તેમાં પ્રભુનો સારો વીચાર હોય તે હું કેમ માનું

સત્યવાન—રાજ્ય વૈભવમાં ઉછળનારા રાજકુંવરો કુછંદી બની જવાનો ઘણો ભય રહે છે; તેમાંથી હું બચવા પામ્યો છું. એજ મારૂં સદ્‌ભાગ્ય છે.

સાવિત્રી ઓથે ઉભી (સ્વાગત):" અરે આતો રાજબીજ છે, ચંદ્રમા જેવા શીતળ ગુણવાળો, કમળના જેવી આંખોવાળો, કાન્તી અને આકૃતિ જોતાં રાજ્ય છોડી રૂષી આશ્રમમાં આવી રહેલા લાગે છે."

રૂષીપુત્ર—ભાઇ જુઓ તો ખરા સામે વંટોળીઓ આવે છે.

સત્યવાન—તેમાં શું?

રૂષીપુત્ર—અરે આતો વટોળીઆમાંથી રાક્ષસ બને ઓને ઉચકી આપણા સામો આવે છે

સત્યવાન—તેથી શું તું ડરે છે?

સાવીત્રી આ સાંભળી (સ્વાગત) " ખરેખર ક્ષત્રિપુત્ર સીવાય આવો પ્રાક્રમી રૂષીપુત્ર હોય નહી "

રૂષીપુત્ર—ભાઇ નાસો નહીતો ખાઈ જશે.

સત્યવાન—આવો આપણે આ ઝાડ ઉપર ચઢી જઇએ!

રૂષીપુત્ર—પહેલો મને ચઢવા દો ?

સત્યવાન—પહેલો તું ચઢ પછી હું ચઢીશ.

ઝાડ ઉપર ચઢી બન્ને બેઠા. રાક્ષસ તેજ ઝાડ નીચે આવી

ખભે ઉંચકેલી સ્ત્રીને ભોંય ઉતારી બોલ્યો. પ્રીયા ! ઘણે દુર આવવાથી મને થાક લાગ્યો છે માટે તારા ખોળામાં માથુ મુકી સુવા દે. સ્ત્રી ભોંય બેસી ખોળામાં રાક્ષસનું માથુ લીધું. તરત રાક્ષસ ઉંઘી ગયો સ્ત્રીની નજર ઝાડ ઉપર ગઇ સત્યવાનને નીચે આવવા ઈશારો કર્યો. સત્યવાને હાથ હલાવી નીચે આવવા ના કહી સ્ત્રીએ રાક્ષસના માથા નીચે પથરો મુકી ઉભી થઇ સત્યવાનને કહેવા લાગી. તમે નીર્ભયથી નીચે આવો આની બીક રાખશો નહી, મારા ઉઠાડયા સીવાય ઉઠશે નહી.

ઋષીપુત્ર—અમે નીચે આવીએ ને તે ઉઠે તો ખાઇ જાય.

સ્ત્રી—તમે નીચે નહી આવો તો હું જગાડીશ.

ઋષીપુત્ર—ના બાઈશાબ જગાડશો નહી. ભાઇ સત્યવાન તમે જાવ શું કહે છે તે સાંભળો ?

સત્યવાન—તું ઉપર રહે હું જવછું, એમ કહી સત્યવાન નીચે ઉતરી સ્ત્રીને પુછેછે તું કોણ છે ?

સ્ત્રી—હું યક્ષ કન્યા છું. મને બળાત્કારથી આ રાક્ષસ હરણ કરી પોતાની સ્ત્રી બનાવી છે. પણ મને ગમતો નથી !

સત્યવાન—તને સ્ત્રી બનાવી છે તો તેની ઉપર પ્રીતી રાખવી જોઇએ.

યક્ષકન્યા—મને ગમતો નથી તો પ્રીતી કેવી રીતે રાખું.

સત્યવાન—તો શિયળ સાચવવુંતું.

યક્ષકન્યા—શી રીતે.

સત્યવાન—જેમ સીતાએ રાવણ પાસે સાચવ્યું તેમ,

યક્ષકન્યા—આવી સુંદર દેહનો ત્યાગ કરૂં ત્યારેજ શિયળ સચવાય તેમ હતું, માટે જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવી લેવું.

સત્યવાન—તું કહે છે કે મને ગમતો નથી તો તું સુખ કેવી રીતે માને છે.

યક્ષકન્યા—હું મારૂ મન માનતુ સુખ ભોગવી શકુછું.

સત્યવાન—કવી રીતે.

યક્ષકન્યા—આ રાક્ષસને મારો ભરૂસો નથી તેથી પાતાળમાં મને રાખે છે મહીનામાં એકવાર બ્હાર લાવી આવી એકાંત જગ્યામાં મારા ખોળામાં માથુ મુકી નીરાંતે ઉંઘે છે. હું તેના માથા નીચે પથરા મુકી તમારા જેવા ઘણા પુરૂષો સાથે રતિસુખ ભોગવું છું. હું જગાડીશ ત્યારે જાગશે. આજે તમારી સાથે રતિ સુખ ભોગવવા ઇચ્છા રાખું છું !

સત્યવાન—પરસ્ત્રી ગમન કરનાર પુરૂષ મહા પાપી ગણાય છે તો તું મારી ઉપર આશક થવાથી તારૂ કાંઇ વળવાનું નથી વળી હું બાળ બ્રહ્મચારી છું. તેથી તારી ઇચ્છા પ્રમાણે મારાથી વર્તી શકાય તેમ નથી.

યક્ષકન્યા—આ રાક્ષસને જગાડી ખોટું સમજાવીશ કે આને મારૂ શિયળ ભંગ કર્યું ! તે વખતે તમને ખાઈ જશે ?

સત્યવાન—આ દેહની મને દરકાર નથી.

યક્ષકન્યા—મારી ઇચ્છા પુર્ણ કરો નહીતો આત્મઘાત કરી કરી સ્ત્રી હત્યા આપીશ.

સત્યવાન—તેનું નીવારણ કરીશ, પણ તારી ઇચ્છા પ્રમાણે વર્તીશ નહી.

યક્ષકન્યા—રતિસુખ ભોગવ્યા સીવાય છોડનાર નથી ( એકદમ ભેટવા જાય છે ).

સત્યવાન—દુર પાપીણી દુર ! પોતાના પતિને મુકી પર

પુરૂષ સાથે ભોગ-વિલાસ ભોગવનાર સ્ત્રી તને ધીક્કાર છે?

યક્ષકન્યા—મારી પાસે અંધ હોય તે દેખતાં થાય તેવું અંજન છે. મરેલાં માણુસ સજીવન થાય તેવી બુટી છે. મારી ઇચ્છા પુર્ણ કરીશ તો તને આપીશ.

રૂષીપુત્ર— ભાઇ સમજી જાવ માતા પિતા અંધ છે તે દેખતાં થશે અને બ્રહ્મચર્ય ખંડીત થશે તો તેના નીવારણ માટે હું મંત્રના જાપ જપીશ.

સત્યવાન—માતા પિતાતો આંધળાં છેજ! પણ હું આંધળો હોઉં તોપણ પરસ્ત્રી ગમન કદી કરીશ નહી.

યક્ષકન્યાએ રાક્ષસને ઢંઢોળી જગાડયો?

રાક્ષસ—મને ભર ઉંઘમાંથી કેમ જગાડયો?

યક્ષકન્યા—આ પાપી મને સતાવી મારૂ શિયળ ભંગ કરવા માગે છે. મેં ઘણા કાલાવાલા કર્યા છતાં માનતો નથી,

રાક્ષસ—હું સુતો છું છતાં તારૂ શિયળ ભંગ કરવા હીંમત કરનાર માણુસ કયાં છે? તે બતાવ!

સત્યવાન—તારી પાસેજ ઉભો છું! શું! કહેવા માગે છે?

રાક્ષસ—સિંહની બોડ પાસે આવતાં તને બીલકુલ ડર ન લાગ્યો, માટે હવે તને જીવતો છોડનાર નથી?

સત્યવાન—અરે દુષ્ટ? આ બાળાનું હરણ કરી તેનું શિયળનુ ભંગ કરનાર પાપી હું તારાથી ડરતો નથી આવીજા! સિંહ બચ્ચુ હાથીના કુંભસ્થળને તોડતાં વાર લગાડશે નહી? થઇજા તૈયાર.

રાક્ષસ લગાર વીચાર કરી બોલ્યો અલ્યા મનુષ્ય તુ ખરેખર બ્રહ્મચારી અને ધર્મીષ્ટ છું. એવો આભાસ તારા શુરાતનથી

અને માલમ પડે છે, કારણ કે તારૂં તપોબળ આટલું બધું મારા સામુ ટકી શકે નહી તેથી તું સત્ય બોલીશ તો તને છોડી મુકીશ. બોલ ? તેં મારી સ્ત્રીને સતાવી છે ?

સત્યવાન (સ્વાગત) "સત્ય બોલું છું તો સ્ત્રીહત્યા થાયછે અસત્ય બોલું છું તો વ્યભીચારી ઠરૂં છું માટે ન બોલવામાં નવ ગુણ છે. મૌન રહેવામાં લાભ છે"

રાક્ષસ—શું વીચાર કરે છે જલદી બોલ ?

સત્યવાન—હું સત્ય બોલું છું તેથીજ મારૂં નામ સત્યવાન પાડેલું છે, સત્યને આધારે પૃથ્વી ભાર ઉપાડે છે, ચંદ્ર નિર્મળતા આપે છે, સૂર્ય તપે છે, વરસાદ વરસે છે, વાયુ વાય છે, સત્યથી રાજા હરીશ્ચંદ્રે પોતાની રાણી અને વ્હાલા દીકરાને વેચી ઘણાં દુઃખો સહન કર્યા છે, પોતાનું સત્ય વચન પાળવા રાજા દશરથે પોતાના પુત્ર રામચંદ્રજીને બાર વરસ વનવાસ મોકલી પોતાના પ્રાણ ગુમાવ્યા છે, તો તારા પાપી માટે મારૂં સત્ય કેમ ગુમાવીશ ?

રાક્ષસ—શું ? તું ? મારો સંશય દુર નહી કરે.

સત્યવાન—કદી નહી ?

રાક્ષસ—મેં તને રાજપુત્ર જાણી તારી સાથે વીવેકનાં વચનો બોલ્યો પણ તેં તારી હઠ છોડી નહી માટે તારો નાશ કરૂંછું ? એકદમ રાક્ષસ સામો ધસે છે ! સત્યવાને કહ્યું તારૂં બળ મેં જોઇ લીધુ ! પણ મારૂં શુરાતન સાંભળ ? પછી તારૂં બળ અજમાવ ?

રાક્ષસ—બોલવાનુ બાકી રહ્યું હોય તો બોલ ?

સત્યવાન—મારાં માતા પિતા સત્ય બોલનારાં હોય, હું બાળ બ્રહ્મચારી અને સત્ય બોલનાર હોઉં, પ્રભુ ભક્તિ તુલ્ય મારાં

માતા પિતાની શુદ્ધ સેવા કરતો હોઉં તો ? તારો નાશ થાવ.

તરત રાક્ષસ અને યક્ષકન્યા અદ્રશ્ય થઇ ગયાં.

રાક્ષસ અને યક્ષકન્યાએ સત્યવાનને કેમ સતાવ્યો. તેની ઓળખાણ આપુ છું. સાવિત્રીની માતા માલતી રાણીએ અઢાર વર્ષ તપ કરી સાવિત્રી દેવીને પ્રસન્ન કરી હતી તેજ દેવીના પ્રતાપથી સાવિત્રીનો પ્રેમ સત્યવાનની સાથે પરણવાનો થયો. સત્યવાનમાં ગુણ કેવા છે તે સાવિત્રીને બતાવવા માયાવી રાક્ષસ અને યક્ષકન્યા ઉત્પન્ન કરી સાવિત્રીને બતાવી આપ્યું. સત્યવાન શુરવીર, સત્યવક્તા, માતાપિતા પ્રત્યે ભકિત કરનાર અને બ્રહ્મચારી છે. આવા ગુણો સત્યવાનના જોઇ સાવિત્રી ઝાડ ઓથેથી નીકળી ધીમે ધીમે સત્યવાન સામી જાય છે. રૂષીપુત્ર ઝાડ ઉપરથી ઉતરી સત્યવાન પાસે આવીને બોલ્યો. ભાઇ રાક્ષસનું વીકાળસ્વરૂપ જોઈ મારા તો હોશ ઉડી ગયા હતા. હવે જીવમાં જીવ આવ્યો.

**સત્યવાન**—સમય એવો હતો. હવે જલદીથી સમીધી લઇ આશ્રમ તરફ જઇએ.

**રૂષીપુત્ર**—સામે જુઓ તો ખરા એક બલા ગઇ ને બીજી બલા આવે છે ?

**સત્યવાન**—તું શામાટે ગભરાય છે ? મારી પાસે ઉભો રહે.

**રૂષીપુત્ર**—મારાથી તમારી પાસે ઉભુ રહેવાશે નહી હું તો ઝાડ ઉપર ચઢીને બેસીશ તમે તમારે સમજાવી પાછી કાઢજો.. એમ કહી ઝાડ ઉપર ચઢી જાય છે. સાવિત્રી નજીક આવી એટલે સત્યવાન બોલ્યો બાળા તમે કોણ છો ? અને કેમ આવ્યાં છો ?

**સાવિત્રી**—હું અશ્વપતિ રાજાની દીકરી સાવિત્રી તમને વરમાળ આરોપવા આવી છું.

સત્યવાન—હું પદભ્રષ્ટ રાજાનો પુત્ર છું, આ તપોવનમાં રહું છું, માતા પિતા અંધ છે, તેમની સેવા કરી દીવસો ગુજારૂ છું, દાસ દાસી નથી, મહેલ વૈભવ નથી, તો તમને રાજકુંવરીને છાજતું સુખ આપી શકું તેમ નથી.

સાવિત્રી—પ્રાણનાથ હું રાજવૈભવને ચ્હાતી નથી. આપની પર્ણકુટી મારા પિતાના મહેલ કરતાં મને અધિક વ્હાલી છે, હું ફક્ત આપના ગુણની ગુલામ છું. આપે રાક્ષસની સાથે યશ મેળવ્યો ત્યારથી મારા હૃદયથી વરી ચુકી છું. સાવિત્રી વરમાળ કાઢી સત્યવાનને પહેરાવવા જાય છે એવામાં પ્રધાન સાવિત્રીને શોધવા નીકળેલો છે તે ત્યાં આવી સાવિત્રી બ્હેન! સબુર! સબુર! સાહસ ન કરો? સાવિત્રી પ્રધાનને આવ્યા જાણી શરમાઇ નીચું જોઈ ઉભી રહી.

પ્રધાન—બ્હેન આતો તપોવનમાં રહેનારા રૂષીપુત્રો છે.

સાવિત્રી—પ્રધાનજી રૂષીપુત્ર નથી! પણ રાજકુમાર છે? પુછી ખાત્રી કરો. પ્રધાન સત્યવાનને પુછે છે, તમે કોના રાજકુમાર છો? અને તમારૂં નામ શું?

સત્યવાન—હું પદભ્રષ્ટ થયેલા દ્યુમત્સેન રાજાનો પુત્ર સત્યવાન.

સાવિત્રી—પ્રધાનજી? રાજકુમાર છે કે નહી?

પ્રધાન—પિતાજીની આજ્ઞા સીવાય વરમાળ આરોપાય નહી.

સત્યવાન—જે બાળક માતા પિતાની આજ્ઞા લીધા સીવાય સાહસ કરે છે તે અંતે દુઃખ પામે છે માટે પ્રધાનજીનું કહેવુ માની પિતાજીની આજ્ઞા મેળવી કામ કરવું તે ઘણું શ્રેષ્ટ છે.

સાવિત્રી પ્રધાન સાથે મુકામ ઉપર આવી. પ્રધાને વિચાર

કર્યો કે હવે અહી રહેવાથી માઠુ પરીણામ આવશે એમ ધારી રાજ તરફ રવાના થયા. સત્યવાન અને રૂષી પુત્ર સમીધી લઇ આશ્રમે આવ્યા. રૂષીપુત્રે તમામ હકીકત સત્યવાનના માતાપિતાને કહી સંભળાવી ત્યારે

દ્યુમત્સેન—પુત્ર સત્યવાન અશ્વપતિ મારા મિત્ર છે તો પ્રધાન અને સાવિત્રીને આપણા આશ્રમે કેમ તેડી ન લાવ્યો.

સત્યવાન—પિતાજી મારી ભૂલ થઇ છે માટે ક્ષમા આપશો.

—⁂—

## અશ્વપતિનુ રાજ્ય ભુવન.

માલવીરાણી—પ્રાણનાથ ઘણા દીવસ થઇ ગયા પણ પ્રધાનજી આવ્યા નહી,

અશ્વપતિ—મને પણ એજ ફીકર થયા કરે છે પણ પ્રધાન ઘણાજ શાણા અને ચાલાક છે.

માલવીરાણી—ત્યારેજ મેં સાવિત્રીને સાથે જવા દીધી છે.

દાસી—સાવિત્રી બ્હેન અને પ્રધાનજી આવે છે.

અશ્વપતિ—પ્રધાનજી સાવિત્રી સાથે જે જે દેશો જોયા તે તમામની હકીકત કહી સંભળાવો.

પ્રધાન—અમે ચારે દીશામાં મોટા મોટા રાજાઓનાં કીર્તિવંત નગરો જોયાં, રાજવૈભવ જોયાં પણ સાવિત્રી બ્હેનનું મન કોઇ જગ્યાએ ઠર્યું નહી, અમે જ્યાં જ્યાં ગયા ત્યાંના રાજાઓએ આપના નામથી અમારો સત્કાર સારો કર્યો છે. પણ નિરાશ થઇ પાછા ફરતાં તપોવનમાં આવી મુકામ કર્યો. તપોવનમાં સાલ્વ દેશના રાજા દ્યુમત્સેનના કુંવર સત્યવાન રૂષી પુત્ર સાથે વ-

નમાં ફરતો હતો તેને સાવિત્રી બ્હેને પસંદ કરી વરમાળ આરોપતાં હતાં તેવામાં ત્યાં જઇ મેં અટકાવ્યા.

અશ્વપતિ—દ્યુમત્સેન તો મારા મિત્ર છે તેમણે વાનપ્રસ્થ તો લીધું નથી ?

પ્રધાન—રાજા અને રાણી બન્ને અંધ થવાથી તેમના ભાઇ ચંડસેને રાજ્ય છીનવી લીધુ છે અને દ્યુમત્સેન તપોવનમાં રહેછે

અશ્વપતિ—તમે સાવિત્રીને શા માટે અટકાવી કુંવરમાં કાંઇ ખામી હતી.

પ્રધાન—ખામી તો કંઇ નહોતી પણ પદભ્રષ્ટ થયેલ ને તપોવનમાં સાવિત્રી બ્હેન કેવી રીતે રહી શકે.

માલવીરાણી—પ્રાણનાથ આપણે એક પુત્રી છતાં આપણને લગનનો લ્હાવો વીતે નહી તે શા કામનું. વળી સાવિત્રીને લાયક વર રાજવૈભવ વાળો નહી મળે ?

સાવિત્રી—માતાજી હું રાજવૈભવની ઇચ્છા રાખતી નથી. રૂષી આશ્રમમાં રહી પ્રાણપતિની સેવા મારાથી સારી થશે. હું પતિની સેવા સીવાય બીજુ ઇચ્છતી નથી.

અશ્વપતિ—સાવિત્રી તારા વીચારને હું મળતો છું. પ્રધાનજીના કહેવા પ્રમાણે પદભ્રષ્ટ સીવાય બીજી ખાત્રી નથી તો તેને રાજ્ય અપાવવું મારે સ્હેજ છે.

નારદમુનિ તેજ વખતે આવી અશ્વપતિને પુછે છે.

નારદમુનિ—મહારાજા અત્યારે શી ચર્ચા ચાલી રહી છે.

અશ્વપતિ—મુનિરાજ પ્રધાન સાથે સાવિત્રીને દેશાટન કરવા મોકલી હતી ત્યાંથી પાછા ફરતાં તપોવનમાં પદભ્રષ્ટ થયેલા દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને સાવિત્રીએ પસંદ કર્યો છે. તેમાં આપનો શો વીચાર છે; જણાવા કૃપા કરશો.

નારદમુનિ—સત્યવાનમાં પદભ્રષ્ટ સીવાય બીજો કાંઇ દોષ નથી. દરેક સારા ગુણોથી ભરપુર છે. માતા પિતાની ભક્તિ કરવામાં તેના જેવો આ સૃષ્ટીમાં બીજો કોઇ રાજકુંવર હું જોતો નથી.

માલવીરાણી—મુનિરાજ સત્યવાનના ગ્રહો સાવિત્રીને મળતા છે કે કેમ અને આવરદા કેટલો છે.

નારદમુનિએ ધ્યાનથી જોઇને કહ્યું, હે રાજન! અંગ્નની લાકડી સમાન સત્યવાન સાથે સાવિત્રીને પરણાવવી મને યોગ્ય લાગતું નથી.

સાવિત્રી—હે મુનિરાજ! મેં મારા મનથી ગમે તેવો હોય પણ કબુલ કરેલો છે. માટે તેમનામાં જે દોષ હોય તે જણાવો, નહી તો મારાં માતા પિતાને અટકાવશો નહી.

માલવીરાણી—દીકરી હજુ તેનામાં શા દોષ છે તે મુનિરાજને કહેવા દે.

અશ્વપતિ—મુનિરાજ આપે પ્રથમ તો વખાણ કર્યાં હવે તેનામાં શા દોષ જણાયા તે કૃપા કરી કહેશો.

નારદમુનિ—હે રાજન! સત્યવાનનું આયુષ ફક્ત એકજ વરસનું છે માટે સાવિત્રીને તેની સાથે પરણાવવી નહી.

માલવીરાણી—જાણી જોઇ કુવે કેમ પડાય?

અશ્વપતી—મુનિરાજ કહે છે કે એકજ વરસનું આયુષ છે તો પછી તેમનું વચન કેમ તોડાય.

માલવીરાણી—દીકરી તારો વિચાર સત્યવાન સાથે પરણવાનો હશે તો એક વરસ પછી જોઈ લેવાશે. નહી તો બહુ રત્ના વસુંધરા ફરી દેશાટન કરી વર શોધી લેવાશે.

સાવિત્રી—હે માતા પિતા આપ જે કહો છો તે મારા

સુખના લીધે પણ મેં મન, વચન અને કાયાથી તેને પતી તરીકે માની લીધો છે. તેજ મારો પતિ, તેજ મારો પરમેશ્વર, ભલે અલ્પ આયુષ હોય કે લાંબુ આયુષ તેની મને દરકાર નથી.

આકાશવાણી—સાવિત્રી દેવી બોલે છે.

" સાવિત્રીનો પતી વિધાત્રાએ સત્યવાન નીર્માણ કરેલો છે. માટે ચીંતા ન કરો. હે સાવિત્રી ! પરણ્યા પછી સાવિત્રી વૃત કરજે તેનાથી સોભાગ્યપણું પ્રાપ્ત કરીશ. "

આકાશવાણી સાંભળી તમામ સ્તબ્ધ બની ગયાં.

નારદમુનિ—હે રાજન દેવી વચન સીદ્ધ થશે માટે વીલંબ ન કરો. " એમ કહી નારદમુનિ બારોબાર ઈંદ્રસભામાં ગયા. "

—✻—

## ઈંદ્ર સભા.

ઈંદ્ર—મુનિરાજ—બહુ દીવસે દર્શન દીધાં.

નારદમુની—હું મૃત્યુ લોકમાં ફરવા ગયો હતો.

ઇંદ્ર—સ્વર્ગ લોક, બ્રહ્મ લોક, વિષ્ણુલોક કરતાં મૃત્યુ લોક તમને વધારે પસંદ છે ?

નારદમુની—હા ! મૃત્યુ લોકના માણસો નાના પ્રકારનાં જતો કરી ઇચ્છીત ફળ પ્રાપ્ત કરે છે, અને સ્વધર્મ પાળી મોક્ષના અધિકારી બને છે. અત્યારે હું ભદ્રદેશના રાજા અશ્વપતીને ત્યાંથી આવું છું તેની પુત્રી સાવિત્રીનો પતી પ્રત્યે અડગ પ્રેમ જોઇ હું ઘણોજ ખુશી થયો છું. આપની ઈંદ્રાણી પાસે બેઠાં છે તે પણ એવો અડગ પ્રેમ આપ પ્રત્યે રાખતાં નહી હોય.

ઈંદ્ર—મુનિરાજ મશ્કરી અને સ્ત્રી પુરૂષ વચ્ચે મતભેદ પાડવાની ક્રિયા તમે ચાલુજ રાખી છે.

નારદમુની—જે મેં કહ્યું તે સત્ય માની લેવું.

ઇંદ્ર—તે કીયા રાજપુત્રની રાણી બનશે.

નારદમુની—માતા પિતાની સેવા કરનાર, બ્રહ્મચર્ય પાળનાર, સત્ય બોલનાર, પદભ્રષ્ટ થયેલા શાલવ દેશના રાજા ધુમત્સેનનો પુત્ર સત્યવાન જેનું આયુષ ફક્ત એકજ વર્ષનું છે તે જાણતાં છતાં તેના ઉપર અડગ પ્રેમ રાખી પરણવા તૈયાર થઇ છે તે જોઇ હું ચકિત થયો છું.

ઇંદ્રાણી—સ્વામીનાથ, નારદમુનિએ મારા કરતાં સાવિત્રીને શ્રેષ્ટ કહી તો તેનો પતિ પ્રત્યે કેવો પ્રેમ છે તે જોવો જોઇએ?

ઇંદ્ર—નારદમુનિ? તમે બહુ દીવસે આવી પાઠ સારો ભજવ્યો.

ઇંદ્રાણી—સ્વામીનાથ, નારદમુનિને જુઠા પાડશો તોજ હું તમારી પાસે બેસીશ.

ઇંદ્ર—નારદમુનિને જુઠા પાડતાં મારી આબરૂ જશે.

નારદમુની—હું ખરૂં કહું છું કે સાવિત્રી ડગે તેવી નથી? આબરૂ ખોવી હોય તો જાવ.

ઇંદ્ર—તમે બાળ બ્રહ્મચારી છો? એટલે સ્ત્રી ચરીત્રથી અજાણ્યા છો? સ્ત્રીઓનાં મન ચલીત હોય છે. સ્વરૂપવાન પુરૂષોને જોતાં સ્ત્રીઓનાં મન ચલીત થઇ જાય છે. જ્યાં સુધી પ્રસંગ પડયો નથી ત્યાંસુધી તેનું મન અડગ રહે છે.

નારદમુની—આપ જેવાં સ્વરૂપવાન સ્વર્ગ, મૃત્યુ કે પાતાળમાં હું જોતો નથી. તેમ સાવિત્રી સત્યવાન સીવાય બીજા પુરૂષને સ્વપ્ને ચ્હાતી નથી.

ઇંદ્ર—આવાં ખોટાં વખાણ કરી મને ઉપાધીમાં શા માટે નાંખો છો?

નારદમુની—ઇંદ્રાણી રીસાયાં છે તેમને પાસે બેસાડવાં હોય તો જાવ!

ઈંદ્રાણી—સ્વામીનાથ, નારદમુનિને જુઠા પાડી તેમનું અભીમાન ઉતારવું જોઇએ.

નારદમુની—રાજેન્દ્ર હું રજા માગું છું.

ઈંદ્ર—મુનિરાજ કાર્ય જાણવા પધારજો.

નારદમુની—રાજેન્દ્ર મેં જાણી લીધું છે. (એમ કહી જાયછે)



## સાવિત્રીનું વડ પુજન.

ઇંદ્ર તેજસ્વી સ્વરૂપ બનાવી સાવિત્રી વ્રતનું પુજન કરે છે ત્યાં આવી સાવિત્રીને કહે છે. હે બાળા? મારા સામું જો! હું સ્વર્ગનો રાજા ઇંદ્ર છું? તારૂં વ્રત અને સ્વરૂપ જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું. માટે બોલ? તારૂં શું શ્રેષ્ટ કરૂં?

સાવિત્રી—પ્રભુ મારા પતિને સુખ થાય તેવું કરો કારણ કે તેમના સુખમાં મારૂ સુખ સમાયેલુ છે.

ઈંદ્ર—અરે સાવિત્રી? તારા યોગ્ય પતિ મૃત્યુ લોકમાં છેજ નહી. તું તો ઈંદ્રાણીનું સ્થાન શોભાવવા લાયક છે. વળી તારા સ્વરૂપથી હું મોહ પામ્યો છું. તું રાજપુત્રી થઇ અંધ અને પદભ્રષ્ટ થએલા રાજાના અલ્પ આયુષી પુત્ર સાથે તપોવનની પર્ણકુટીમાં રહી તું શું સુખ ભોગવીશ. વળી મનુષ્યો સ્વર્ગમાં આવવા અને ત્યાં સુખ ભોગવવા તપ કરે છે, ધ્યાન ધરે છે, દાન આપે છે છતાં સ્વર્ગ મળતું નથી તો તને સ્હેજવારમાં સ્વર્ગમાં લઈ જઇ ઈંદ્રાણી બનાવું.

સાવિત્રી—હે પ્રભુ જેણે પારસમણી પ્રાપ્ત કર્યો છે તેના

આમળા કાચના કકડાની કીમત થતી નથી, સુર્યના પ્રકાશનો અનુભવ કર્યો છે તે દીવાના પ્રકાશથી અંજાતો નથી! તો સત્યવાન પ્રત્યે મારા અખંડીત પ્રેમનું ખંડન કરવા તમે તો શું! પણ બ્રહ્મા શક્તિવાન નથી! એ અલ્પ આયુષવાળા પતિથી હું ઈંદ્રનું સુખ ભોગવીશ. એજ પર્ણકુટી ઈંદ્રભુવન બનશે મેં મહા પ્રયાસે મેળવેલું ખોઈ સ્હેજવારમાં મળે તેવું સુખ હું માગતી નથી! માટે આપ આવ્યા તેવા સીધા ચાલ્યા જાવ! હું જાણું છું તમે મને ચળાવા માટે આવ્યા છો!

ઇંદ્ર—હે પુત્રી તને ધન્ય છે! આવો ને આવો ભાવ તારા પતિ પ્રત્યે રાખજે. તેમાં તારૂં કલ્યાણ થશે? મારૂં વચન છે!

ઈંદ્ર આકાશ માર્ગે ચાલ્યા જાય છે.

—⁂—

## સત્યવાન અને સાવિત્રિનો હસ્તમેળાપ.

અશ્વપતિ રાજા સહપરીવાર સાથે તપોવનમાં આવી રૂષી મંડળ ભેગું કરી સત્યવાન સાથે સાવિત્રીનો હસ્ત મેળાપ કરી આપી ત્રણ ચાર દીવસ રહી, પરીવાર સાથે પોતાની રાજધાનીમાં જાય છે. પોતાના માતા પિતાના ગયા પછી સાવિત્રીએ દળવું, ખાંડવું, પાણી ભરવું, સાસુસસરાને નવરાવવાં, રસોઇ બનાવી સાસુ સસરા અને પોતાના પતિને જમાડી જમવું આવી રીતે ઘરકામ કરતી છતાં કોઇ દીવસ કંટાળો લાવતી નહી, ઊંચા સ્વરે સાસુ સસરા કે પતિ પ્રત્યે બોલતી નથી. જેમ જેમ દીવસો જતા તેમ પતિભક્તિ અને પોતાના વ્રત પ્રત્યે પ્રેમ વધારતી.

" જે રાજ્યવૈભવ ભોગવનારી બાળા તપોવનમાં રહી ગ્રહ-
" સ્થાશ્રમ ભોગવે છે? તેવી બાળાઓ અને સત્યવાન જેવા પુત્રોને

" જન્મ આપનારી માતાઓ થાડુ સમયમાં ભાગ્યેજ હશે ?"

સત્યવાનનું મોત જે દીવસે સાવિત્રી સાથે હસ્ત મેળાપ થયો, તે દીવસથી બાર મહીને સત્યવાનનું મૃત્યુ છે. એટલે સાવિત્રી તે દીવસો ગણુતી જાય છે, વ્રત પ્રત્યે અને સાસુ સસરાની સેવા પતિ ભક્તિ લેશ માત્ર ચુકતી નથી અને પોતાના મનની લાગણી કોઈ જાણી શકે નહી તેટલા માટે, પ્રફુલીત ચહેરે સર્વનો સત્કાર કરતી રાત દીવસ પ્રભુનું સ્મરણ કરતી. પતિનું ભલું ઈચ્છતી તપોવનને રાજધાની, પર્ણકુટીને રાજમહેલ અને પતિને પ્રભુતુલ્ય માની આનંદમાં દીવસો ગુજારે છે.

સાવિત્રી આજે પર્ણકુટીમાં બેઠી વિચાર કરે છે. કાલે મારા વ્રતનો છેલ્લો દીવસ છે, તેમ સ્વામીનાથના મરણનો દીવસ પણ કાલનો છે. સ્વામીનાથને મારી નજર આગળથી એક પલવાર છુટા પડવા દેવા નહી, આ વાત મારા સાસુ સસરાને જણાવીશ તો તેજ વખતે પ્રાણત્યાગ કરશે. તેમ સ્વામીનાથને કહું તો તેમને ધ્રાસકો પડે ને કાળના પંજામાં ઝટ સપડાઇ જાય, માટે મારે કોઇને વાત જણાવવી નહી, તેમ સ્વામીનાથ સાથે કાલે મારે આખો દીવસ રહેવું. ( સત્યવાન બ્હારથી આવે છે )

**સત્યવાન**—પ્રીયા પર્ણકુટીમાં બેઠાં બેઠાં એકલાં શું વીચાર કરો છો ?

**સાવિત્રી**—આપના નામની માળા જપુ છું.

**સત્યવાન**—પ્રીયા પદભ્રષ્ટ થયેલા રાજકુમાર ઉપર આટલો બધો તમારો પ્રેમ જોઇ હું મારૂં સદભાગ્ય સમજું છું. પણ મારાથી તમને છાજતાં રાજ વૈભવનાં સુખ આપવા શક્તિ નથી.

**સાવિત્રી**—પ્રાણનાથ આવું બોલી મારી મોટાઇ શામાટે

પધારો છો ? આપણા સદગુણોથી હું વરી છું. રાજ્ય સુખની ઇચ્છાથી વરી નથી, જેમ રાજહંસ વનમાં આવી વસે છે, તો તેની રાજહંસી સાથે રહેવાનુ પસંદ કરે છે. રામચંદ્રજીએ પિતાની આજ્ઞા પાળવા બાર વરસ વનવાસ લીધો ત્યારે સીતાજીએ તેમની સાથે રહી દુઃખમાં ભાગ લીધો છે. તો તેવી રીતે દુઃખમાં ભાગ લેવા પ્રભુતુલ્ય ગણી પતિવ્રત પાળવા હું વરી છું. પણ આજે મારે તમારી પાસેથી કંઇ માગવાની ઇચ્છા થઇ છે.

સત્યવાન—પ્રીયા તમારી જેવી ઇચ્છા થઇ છે તેવી મને ઘણી વખત તમને આવી પર્ણકુટીમાં જોઉં છું ત્યારે રાજ્યવૈભવની ઇચ્છા થાય છે.

સાવિત્રી—પ્રાણનાથ તમારી ઇચ્છા પરમાત્મા પુરી કરશે. પણ મારી ઇચ્છા તમારે પુરી કરવાની છે

સત્યવાન—તમારી શું ઇચ્છા છે તે જણાવો.

સાવિત્રી—પ્રાણનાથ તમે સમીધી લેવા જાવ છો ત્યાં તમારી સાથે આવવાની ઇચ્છા થઇ છે.

સત્યવાન—કાલે તમારે ત્રીજો નિર્જળો અપવાસ છે, તેથી તમે ચાલતાં થાકી જશો રસ્તામાં કાંટા આવશે તેમાં તમે કેવી રીતે ચાલી શકશો. ઉન્હાળાનો તાપ તમારાથી સહન શીરીતે થશે વળી રસોઇ કરવાની પાણી ભરવાનું તો તમે વહેલાં શીરીતે પરવારી શકશો માટે અત્યારે આવી માગણી તમારી નકામી છે.

સાવિત્રી—સ્વામી સંગે ચાલતાં થાક લાગતો નથી, કાંટા વાગતા નથી, તાપ લાગતો નથી, અને હું વહેલી ઉઠી તમામ કામથી પરવારી તૈયાર થઇશ. તમે હા કહેશો તોપણ આવીશ, અને ના કહેશો તોપણ કાલે તમારી સાથે આવીશ.

સત્યવાન—એમ તમારો આગ્રહ છે તો મારી ના નથી પણ માતા પિતાની આજ્ઞા લેવી પડશે.

સાવિત્રી—માતા પિતાની આજ્ઞા લેવી મારા હાથમાં છે. તમે હા પાડી એટલે હું ખુશી થઇ છું.



## ચંડસેનની રાજધાની.

ચંડસેન રાજાએ જાણ્યું, ભદ્રદેશના રાજા અશ્વપતિએ પોતાની દીકરી સાવિત્રીને સત્યવાન સાથે પરણાવી તેથી અશ્વપતિ સત્યવાનને રાજ્ય અપાવા ચઢાઇ કરશે તેમ ધારી લશ્કર વધારવા માંડયું. રૈયતને કબજે રાખવા જુલમ ગુજારતો હતો તે છોડી દઇ રૈયત સાથે પ્રેમથી વરતવા લાગ્યો. એક દીવસ ચંડસેન રાજા ભર નીંદ્રામાં સૂતો છે તેવામાં દેવી સાવિત્રીનુ રૂપ ધારણ કરી હાથમાં ખંજર ઝાલી ચંડસેનના દીવાનખાનામાં ખંજર ખખડાવતી બોલી, હે દુષ્ટ પાપી? ચંડસેન જાગીને જો!

ચંડસેન ઝબકીને જુવે છે તો, સાવિત્રીને ખંજર લઇ સામે ધસી આવતી જોઇને ચંડસેન થરથર ધ્રુજવા લાગ્યો અને બોલ્યો. અરે સાવિત્રી? તું મધરાતે તે કયાંથી આવી?

સાવિત્રી-રૂપે દેવી—આ ખંજરથી તમારો જીવ લેવા.

ચંડસેન—કારણ.

સાવિત્રી-રૂપે દેવી—મારા સસરાનુ રાજ્ય પચાવી પડયા છો માટે!

ચંડસેન—શું! આ ખંજરથી રાજ્ય પાછું આપીશ.?

સાવિત્રી રૂપે દેવી એકદમ ચંડસેન નજીક ધસી આવે છે ચંડસેન ઉઠી નહાસે છે, એવામાં રાણી જાગી, અરે! સ્વામીનાથ!

આમ ગભરાયા ગભરાયા કેમ ભમો છો ?

ચંડસેન—રાણી જોને આ સાવિત્રી ખંજર લઈ મારી પાછળ આવે છે. અને કહે છે કે મારા સસરાનુ રાજ્ય પાછુ આપો નહીતો આ ખંજરથી મારી નાખીશ.

રાણી—પ્રાણનાથ હું કહેતી હતી કે તમારા મોટા ભાઇ છે! આંખે અંધ થયા માટે તેમની સેવા કરો. પણ મારૂં કહેવુ ન માનતાં નીમકહરામ માણસોની સોબતમાં ચઢી રાજ્ય ગાદી ઉપર બેસી પ્રધાનને કેદ કરી રૈયત ઉપર કેટલો બધો જુલમ વરતાવી રહ્યા છો.

ચંડસેન—રાણી તમારૂ કહેવું સત્ય છે. મારા માથે રાત દીવસ મોતના ભણકારા વાગી રહ્યા છે. હજુ રૈયત શાન્ત થઇ નથી બંડ કરવા તૈયાર છે. અરે ! રાણી જોને સાવિત્રી મને જરૂર ખંજર મારશે.

રાણી—સ્વામીનાથ એ સાવિત્રી નથી પણ તેના વ્રતના તપોબળથી દેવી સાવિત્રીનુ રૂપ ધારણ કરી આવ્યાં છે. તેમને પગે લાગી માફી માગો. અને કહો કે તપોવનમાં જઇ સત્યવાનને રાજ્ય સોંપીશ.

ચંડસેન ! દેવીને પગે લાગી કહેવા લાગ્યો હે માતાજી ! મારો ગુન્હો માફ કરો અને હું સત્યવાનને રાજ્ય આપીશ,

સાવિત્રી-રૂપે દેવી—ચંડસેન કાલે ગાદી ઉપર બેઠા તો તમને આ ખંજરથી હું મારીશ ?

ચંડસેન—માતાજી હું સવારના પહોરમાં ઉઠી તપોવનમાં જઇ મારા ભાઇ અને સત્યવાનને તેડી લાવી રાજ્ય સોંપીશ અને હું તેમની સેવામાં રહીશ "દેવી અદ્રસ્ય થયાં"

ચંદ્રસેન પ્રધાનને કેદમાંથી મુક્ત કરી, કહ્યું ? પ્રધાનજી રાજ્ય સંભાળો, અને હું તપોવનમાં સત્યવાનને તેડવા જાવ છું.

## સાવિત્રીની માતાનુ સ્વપ્નું.

માલતીરાણી ભરનીંદ્રામાં સ્વપ્નુ આવવાથી એકદમ જાગીને સ્વામીનાથ ઉઠો ? ઉઠો ! આ યમ રાજા પોતે સત્યવાનનો જીવ લેવા દોડ્યા ?

અશ્વપતિ રાણીની આવી બુમ સાંભળી બોલ્યા રાણી સાવધ થાવ ! આ શું બોલો છો !

માલવીરાણી—અરેરે મારૂ નશીબ ફુટી ગયું. યમરાજાના પંજામાંથી સત્યવાન બચવા મુશ્કેલ છે.

અશ્વપતિ—પ્રીયા આપણને રાત દીવસ એ ઝંખણા થયા કરે છે. માટે ખોટી ભ્રમણાનાં સ્વપ્નાં આવે તેથી ગભરાવું નહીં. જેનું માઠુ સ્વપ્નું આવે તેનો આવરદા વધે છે.

માલવીરાણી—સ્વામીનાથ પ્રથમ યમદુતો સત્યવાનનો જીવ લેવા ગયા, તે મેં નજરે જોયા ! તેમનાથી જીવ ન લેવાયો એટલે યમરાજાએ કહ્યું હું પોતે જવ છું. અને તે ગયા એ મેં નજરે જોયું માટે અત્યારે ને અત્યારે તમે આવો તો ભલે નહી તો મને મોકલી આપો.

અશ્વપતિ—પ્રીયા હું સાથે આવીશ.

## સાસુ સસરા પાસે સાવિત્રી આજ્ઞા માગે છે.

સાવિત્રી વહેલી ઉઠી કામથી પરવારી જ્યાં સાસુ સસરા બેઠાં છે ત્યાં આવી.

શૈબ્યારાણી—કોણુ આવ્યું.

સાવિત્રી—માતાજી હું સાવિત્રી.

દ્યુમત્સેન—દીકરી આવો બેસો આજે તમે વહેલાં પરવાર્યાં લાગો છો ?

શૈબ્યારાણી—તમે સાવિત્રી વ્રત કરો છો ? તેથી પરીશ્રમ તમને બહુ પડે છે. માટે સત્યવાનને અડધું કામ કરવા દેતાં હોતો ?

સાવિત્રી—માતાજી સ્ત્રીઓનું કામ સ્ત્રીઓ કરે અને પુરૂષનું કામ પુરૂષ કરે. મને કંઇ થાક લાગતો નથી, હજુ તમારે કંઇ કામ બતાવવું હોય તે બતાવો હું કરવા ખુશી છું.

દ્યુમત્સેન—પુત્ર વધુ તમને ધન્ય છે! માતા પિતાના લાડમાં ઉછરેલાં, રાજવૈભવ ભોગવવા લાયક છતાં તમારાં અમૃતસમ વચનો સાંભળી હું ખુશી થયો છું ?

સાવિત્રી—માતાપિતા આજે મારા વ્રતનો છેલ્લો દીવસ છે માટે તમારી પાસે કંઇ માગવા આવી છું.

દ્યુમત્સેન—આજ સુધીમાં તમે કંઇ માગ્યું નથી છતાં આજે માગવાની ઇચ્છા થઇ છે તો સુખેથી માગો.

શૈબ્યારાણી—દીકરી આજે તમે અમને પુત્ર વધુનો ખરો લ્હાવો આપ્યો છે! માટે તમે માગો ? અને અમને ઇશ્વર આવા દીવસ નીરંતર આપે એવું ઇચ્છીએ છીએ.

સાવિત્રી—માતા પિતા આજે તમે મારા ઉપર પ્રસન્ન થયાં છો ! તો ? મને મારા સ્વામી સાથે સમીધી લેવા જવાની રજા આપશો ?

દ્યુમત્સેન—દીકરી એમાં તમે શું માગ્યું ?

સાવિત્રી—તમારી હા પાડવી.

શૈબ્યારાણી—આજે તમારે નિર્જળો ત્રીજો અપવાસ છે. ઘણા ઋષીપત્નીઓ કહે છે કે સાવિત્રી શરીરે સુકાણી છે. તો ! અમે કેવી રીતે હા પાડીએ.

દ્યુમત્સેન—કાલે પારણું કરી બીજે દીવસે જાવ તો ?

સાવિત્રી—પિતાજી મેં સવારથી એવો નિશ્ચય કરી રાખ્યો છે. આજે સ્વામી સાથે વનમાં સમિધી લેવા જવું છેજ ! માટે ના પાડી મારૂ મન દુભાવશો નહી.

શૈબ્યારાણી—સત્યવાનને જે ભલામણુ કરવી ઘટે તેવી ભલામણુ કરી રજા આપો.

દ્યુમત્સેન—સત્યવાન ક્યાં છે ?

સત્યવાન—પિતાજી આપની પાસેજ ઉભો છું.

દ્યુમત્સેન—બેટા આજે સાવિત્રીને તારી સાથે આવવાની ઇચ્છા થઇ છે. એને આજે ત્રીજો નિર્જળો અપવાસ છે. માટે આઝો પરીશ્રમ લેવા દઇશ નહી.

શૈબ્યારાણી—તારાથી લગાર છુટી પાડીશ નહી, રોજ તું સંધ્યાકાળે આવે છે ? પણુ આજે સુર્ય અસ્ત પહેલાં આવજે.

સત્યવાન—માતપિતા હું આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

દ્યુમત્સેન—બેટા સત્યવાન આજે તમે વ્હેલાં જાવ.

શૈબ્યારાણી—સુર્ય અસ્ત પહેલાં નહી આવો તો અમારા પ્રાણુ રહેવા મુશ્કેલ છે.

સત્યવાન—માતાજી સુર્ય અસ્ત પહેલાં અમે જરૂર આવી પહોચશું.

સાવિત્રી—માતાજી હું જાવ છું !

શૈબ્યારાણી—ભલે જાવ ! પ્રભુ તમારી રક્ષા કરે.

## સમીધીવન.

સત્યવાન અને સાવિત્રી અનેક જાતનાં ઝાડ જેનાં ફુળ ફુલ વીણતાં સસલાં હરણીંયાંની સાથે ગેલ કરતાં, પ્રેમની ચેષ્ટા કરતાં, ચાલ્યાં જાય છે. યમદુત સત્યવાનનો જીવ લેવા ફાંફાં મારે છે. પણ સાવિત્રી સત્યવાનના પગલે પગલે ચાલવાથી યમદુત કોઇ રીતે સત્યવાનનો જીવ લેવા શક્તિવાન થતો નથી? આખરે નિરાશ થઈ યમદુત યમ દરબારમાં પાછો જાય છે.

યમરાજા આવેલા દુતને કહે છે, સત્યવાનના જીવને હાજર કરો?

દુત—મહારાજા સત્યવાનનો જીવ લેવા મારી શક્તિ નથી.

યમરાજા—કારણ.

દુત—સાવિત્રી ખરી પતિવ્રતા ધર્મ પાળવાવાળી અને વ્રતથી રક્ષાએલી. એક પલવાર સત્યવાનને પોતાની પાસેથી ખસવા દેતી નથી, હું ક્રોધ કરી સત્યવાનનો જીવ લેવા ધસુ છું? તેવોજ અગ્ની મારા સામો આવે છે. જુઓ મારૂં શરીર કેટલુંક તો દાઝી ગયું છે.

યમરાજા—હું જાતેજ સત્યવાનનો જીવ લેવા જવછું?

સત્યવાન જે જગ્યાએ હમેશાં સમીધી કાપવા આવતો હતો ત્યાં આવી સાવિત્રીને કહ્યું પ્રીયા હમેશાં અહીઆં સમીધી લેવા આવું છું. માટે તમો આ શીતળ છાયામાં બેસો, હું સમીધી કાપી ભારો બાંધી તમારી પાસે આવું છું સાવિત્રીનું હદય એકદમ ધડકવા લાગ્યું, અને શરીર કંપી ઉઠયું, છતાં ધીરજ રાખી સાવિત્રી બોલી? સ્વામીનાથ? તમે બેસો. અને મને કુહાડી આપો તો હું સમીધી ( લાકડાં ) કાપી લાવું.

સત્યવાન—પ્રીયા તમારૂં કોમળ શરીર, નિર્જળા ઉપવાસ છે, તમારા ઘાથી સમીધી ઝટ કપાય નહી માટે હું જલદી કાપી લાવીશ. એમ કહી સત્યવાન ત્યાંથી થોડે દુર સમીધીનું ઝાડ હતું ત્યાં આવી ઝાડ ઉપર ચઢી ડાળા ઉપર આવી બે હાથે કુહાડી ઝાલી ઘા મારે છે. એવામાં યમરાજા પોતે ત્યાં આવી નાગરૂપ ધારણ કરી સત્યવાનના માથા ઉપર એક ડાળુ હતું ત્યાં આંટી મારી બે. નીચે લબડતુ મુકી સત્યવાનના માથા ઉપર ડંસ માર્યો, સત્યવાન-હે પ્રીયા મને કંઇ કરડયું એમ બોલી ચીસ પાડી હાથમાંથી કુહાડી પડી ગઇ, સત્યવાન ડાળા ઉપરથી હેઠે થડયો. સાવિત્રી દોડતી આવી સત્યવાનને ઝાલી લીધો, ધીમે રહી ભોંય પર સુવાડી અણુ પોતાના ખોળામાં લઇ પાલવવતી પવન નાખવા લાગી સત્યવાન લથડતા અવાજે બોલ્યો માતા પિતાની આજ્ઞા પ્રમાણે સુર્યઅસ્ત પહેલાં શી રીતે જવાશે.

સાવિત્રી—સ્વામીનાથ તમારા મગજે ગરમી ચઢી ગઈછે માટે બે ઘડી ઊંઘશો એટલે તમને શાન્તી વળશે. હું તમને જગાડીશ.

સાવિત્રીની નજર જે ડાળે સત્યવાન ઉભો હતો ત્યાં ગઇ એટલે નાગને જોયો. સાવિત્રીએ સત્યવાનના માથા ઉપર હાથ ફેરવ્યો તો લોહી વાળી આંગળી થઇ. સાવિત્રીએ કલ્પાંત કરી રોવા માંડયું. રોતાં રોતાં સાવિત્રી બોલી ઉઠી. હે નાગ ! તમે નાગ નથી પણ નાગ રૂપે કોઇ દેવ છો ? તમે મારા સ્વામીને શા માટે કરડયા અને તમારી શું ઇચ્છા છે તે જણાવશો.

યમરાજાએ જાણ્યું અત્યારે એને જવાબ નહી આપુ તો મને શ્રાપ દેશે. એમ ધારી પોતાના સ્વરૂપે સાવિત્રી સામે ઉભા રહ્યા.

સાવિત્રી—આપ કીયા દેવ છો ?

**યમરાજા**—હું યમરાજા છું !

**સાવિત્રી**—આપ સાક્ષાત યમરાજા હો તો ! મારા પ્રણામ છે. વળી આપને નામરૂપ શા માટે ધારણ કરવું પડ્યું.

**યમરાજા**—સત્યવાનનો જીવ લેવા.

**સાવીત્રી**—દરેક મનુષ્યના જીવ લેવા આપના દુતો આવે છે ! તો આપે શા માટે તસ્દી લીધી ?

**યમરાજા**—પતિવ્રતા સ્ત્રીઓને વીધવા બનાવવા મારા દુતો શક્તિવાન નથી, માટે મારે જાતે આવવું પડે છે. મને કોઇ મનુષ્ય દેખી શકતું નથી. તમે ખરો પતિવૃત ધર્મ પાળનાર છો, સાસુ સસરાની સેવા કરનાર છો ? અને પ્રેમથી વ્રત કરો છો ! તેથી તમે મને દેખી શકો છો.

**સાવિત્રી**—મારાં ધન્ય ભાગ્ય કે આપનાં દર્શન થયાં.

**યમરાજા**—પુત્રી તારા સ્વામી સત્યવાનનું આયુષ પુરૂ થવાથી તેના જીવને હું લઇ જાવું છું. " એમ કહી સત્યવાનના જીવને પોતાના પાસમાં બાંધી આકાશ માર્ગે ચાલવા માંડ્યું."

સાવિત્રી પોતાના સ્વામીનો જીવ જતાં જોયો એટલે સત્ય પાસેથી યમરાજા પાછળ દોડી, થોડે છેટે ગયા પછી યમરાજાએ પાછળ જોયું તો સાવિત્રી આવતી જોઇ બોલ્યા—હે દીકરી ! તારે ને તારા સ્વામીને આભવની સગાઈ પુરી થઇ. તું શા માટે પાછળ આવે છે !

**સાવીત્રી**—હે પ્રભુ આપ દયાળુ છો ? હું કરગરીને વીનંતી કરૂં છું કે ? મારા સ્વામીના બદલામાં મારો જીવ લઇ જાવ, અને મારા સ્વામીને તેમના અંધ માતા પિતાની સેવા કરવા છોડી દો. મારૂં રહેલું આયુષ મારા સ્વામીને અર્પણ કરૂં છું.

યમરાજા—હે દીકરી તું પતિવ્રતા ધર્મને જાણતું બોલે છે. પણ નિર્માણ થએલું આયુષ પૂરૂ થયે સર્વેને એકજ રસ્તે જવાનું છે. માટે જવુંજ જોઇએ. આયુષ્યની અદલાબદલી માગથી થાય નહી પણ બ્રહ્માથી થતી નથી. છતાં તારા સ્વામીના જીવ વગર તારી ઇચ્છા હોય તે માગી લે ?

સાવીત્રી—મારાં સાસુ સસરા અંધ છે તે દેખતાં થાય.

યમરાજા—તથાસ્તુ. " યમરાજ ચાલવા માંડે છે. સાવીત્રી પાછળ જાયછે એટલે યમરાજા ઉભા રહે છે. "

સાવીત્રી—પિતાજી મારા સ્વામીના જીવથી મારો જીવ બંધાએલો છે. તેમના વગર હું ઘડીભર રહી શકુ તેમ નથી. પતિવ્રતા સ્ત્રીતો સાતે ભવ પતિ સાથે રહેવાની.

યમરાજા—હે દીકરી તારા સ્વામીના જીવ વગર તારી ઇચ્છા પ્રમાણે માગી લે.

સાવીત્રી—મારા સસરાનું ગયેલું રાજ્ય પાછુ મળે.

યમરાજા—તથાસ્તુ. " સાવીત્રીને પાછળ આવતી જોઇ યમરાજા–હે દીકરી પ્રેમને લઇ ઘણાં મનુષ્યો સાથે આવવા તૈયાર થાય, તેમાં પતિવ્રતા સ્ત્રી પતિ પહેલાં મરણ ઇચ્છે છે. પણ કર્મથી જે શરીર બંધાયાં છે. તે ભોગવ્યા વગર છુટકો નથી. માટે તમે પાછાં જાવ, અને તમારા સ્વામીના શબને અગ્ની સંસ્કાર દઇ તેમની મર્ણક્રીયા કરો વીધવા ધર્મ પ્રમાણે ધર્મ પાળી એજ પતિને આવતા ભવે મેળવવા પ્રયત્ન કરો.

સાવિત્રી—પિતાજી પતિવ્રતા સ્ત્રી પતિ પાછળ સતિ થાય છેપણ મને મારા તપોબળથી મારા સ્વામીના જીવને જોઇશકુ છું માટે હુ તેમની સાથે રહેવાની ?

યમરાજા—હે દીકરી તારા સ્વામીના જીવ વગર તારી ઇચ્છા પ્રમાણે માગી લે.

સાવિત્રી—મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર સારે સો ભાઇ થાય.

યમરાજા—તથાસ્તુ. ) સાવિત્રીને પાછળ આવતી જોઇ )

યમરાજા—હે દીકરી તેં સાસરીઆંને તારી, પીયરના કુળને અજવાળ્યું, છતાં મારી પાછળ આવે છે પણ વીધાત્રીના લેખ મીથ્યા થનાર નથી. હું જાણું છું. તને દેવગતી પ્રાપ્ત થઇ છે, તેથી મારી પાછળ આવવા હીમત કરૂં છું. પણ? દુઃખી થઇશ વળી થાક પણ લાગ્યો હશે. માટે પાછી વળ અને અંધ સાસુ સસરાની સેવા કર

સાવીત્રી—હે પ્રભુ! મારા સ્વામીના જીવને આપે કેવી રીતે પાસમાં બાંધી રાખ્યો છે. ને તે જીવ કેટલો દુઃખી થાય છે. તેનો વીચાર કરો હું મારા સાસુ સસરાને માઠા સમાચાર આપું તેજ વખતે પોતાના પ્રાણત્યાગ કરે. મારાં માતા પિતા મને વીધવા જોઇ ઝુરીઝુરીને મરે. એક જીવ માટે ચાર જણના જીવ લેવા શા માટે પાછી વળું.!

હરીશ્ચંદ્રની રાણી તારામતી પોતાના પતિનુ રૂણ ઉતારવા નીચ ઘેર વેચાણી છતાં પતિવ્રત પાળ્યું તો અંતે સુખી થઇ રામ ચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કર્યો છતાં પતિવ્રત પાળ્યું તો અગ્ની શીતળ થયો. સતી દ્રૌપદી પાંચ પતિની પટરાણી છતાં પતિવ્રત પાળ્યું, તો કૃષ્ણ ભગવાને નવસો નવાણુ ચીર પુર્યા તો ? હે પિતાજી ? પતિ દુઃખે દુઃખી પતિ સુખે સુખી એજ પતિવ્રતાનો ધર્મ છે. એમનાથી અથાગ દુઃખ સહન કરીશ. ને મારા સ્વામીના જી-

વને આપ જ્યાં લઇ જશો ત્યાં મારા વ્રતના પ્રભાવથી અને આપની કૃપાવડે હું આવીશ.

યમરાજા—હે દીકરી તારા સ્વામીના જીવ વગર તારી ઇચ્છા પ્રમાણે માગી લે.

સાવીત્રી—મને મારા સ્વામીના સંગથી સો પુત્ર થાય ;

યમરાજા—તથાસ્તુ. (સાવિત્રીને પાછળ આવતી જોઇ યમરાજા ક્રોધ બતાવી–હે સાવીત્રી ? હું યમરાજા ! મારૂં હૃદય વજ્ર સમાન ? છતાં તારાં અમૃત ભરેલાં વચનો સાંભળી તારી ઉપર પ્રસન્ન થઇ તારી ઇચ્છા પ્રમાણે ચાર વરદાન આપ્યાં છતાં મારી પાછળ આવે છે માટે થોભી જા!

સાવીત્રી—હે પ્રભુ ! સાધુ પુરૂષોના મુખમાંથી જે શબ્દો નીકળે છે તેજ પ્રમાણે પળેછે; દુઃખી માણુસો સંત પુરૂષો ઉપર વિશ્વાસ વધારે રાખેછે, સજ્જન પુરૂષોના મુખમાંથી જે શબ્દો નીકળે છે તેજ પ્રમાણે પળે છે; દુઃખી માણુસો સંત પુરૂષો ઉપર વિશ્વાસ વધારે રાખે છે, સજ્જન માણુસોને સ્વધર્મ ઘણો વ્હાલો હોય છે, સજ્જન પુરૂષો આશા આપી ફરતા નથી, વેદપુરાણોમાં મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણ્યો છે. તો સજ્જન પુરૂષની સાથમાં આવવાથી મને શો લાભ ?

યમરાજા—હે પુત્રી તારાં વિવેક ભર્યાં વચનો સાંભળી તારી ઉપર હું ઘણો પ્રસન્ન થયો છું ? માટે છેલ્લું વરદાન તારી ઇચ્છા પ્રમાણે માગી લે ?

સાવિત્રી—હે ? દયાળુ પિતા ? તમે મને સો પુત્રોનું વરદાન આપ્યું છે ? તો મારા સ્વામીને જીવીતદાન આપી તમારૂં આપેલું વચન પાળો ?

યમરાજા—હે કુળને તારનાર દીકરી! તેં મને વચનથી બાંધી તારા પતિનું જીવન માગી લીધું, તેથી તારા પતિવ્રતપણાને ધન્યવાદ આપું છું! મારા પાસમાંથી તારા પતિને મુક્ત કરૂં છું! અને આજથી ચારસો વરસનું આયુષ્ય થશે! તારા વિષે સો પુત્રને ઉત્પન્ન કરશે, અને તે વંશના ક્ષત્રિયો સાવિત્ર નામથી ઓળખાશે!

યમરાજાએ સત્યવાનના જીવને પોતાના બંધનથી છુટો કરી ચાલ્યા ગયા. સત્યવાનનો જીવ શબમાં પેઠો. સાવિત્રી પાસે આવી બેઠી થોડીવારે અંગ ફરકયું એટલે સાવિત્રીએ સત્યવાનને જગાડયો; સત્યવાન બેઠા થઈ બોલ્યો, અરે પ્રીયા હું તો રાત દેખું છું!

સાવિત્રી—સ્વામીનાથ રાત પડી છે.

સત્યવાન—અરેરે માતા પિતા ઝુરતાં હશે એમની આજ્ઞા પ્રમાણે મારાથી ન વર્તાયું હે પ્રીયા! તેં મને ઊંઘવા કેમ દીધો.

સાવિત્રી—સ્વામીનાથ આશ્રમ તરફ ચાલતાં તમને તમામ હકીકત કહીશ.

સાવિત્રીએ સત્યવાનનો હાથ ઝાલી ધીમે રહી ઉભા કર્યા.

સત્યવાન—પ્રીયા હું ઘણો અશક્ત થઇ ગયો છું. હજુ મારૂં માથું ધમધમી રહ્યું છે.

સાવિત્રી—સ્વામીનાથ મારા ખભાનો ટેકો રાખી ચાલો રાત વધારે ગઇ છે માટે આશ્રમે પહોંચી માતા પિતાને મળીએ.

સત્યવાન—પ્રીયા ચાલો.

સત્યવાન અને સાવિત્રી બન્ને આશ્રમ તરફ જાય છે. બનેલી તમામ હકીકત સાવિત્રી કહી સંભળાવે છે.



આશ્રમમાં સત્યવાનનાં માતાપિતા સુર્યાસ્ત થઇ ગયો પણ

સત્યવાન અને સાવિત્રી આવ્યાં નહી તેથી કલ્પાંત કરવા માંડ્યું તે સાંભળી રૂષીઓ અને રૂષીપત્નીઓ ભેગાં થઇ ગયાં અને પુછ્યું ત્યારે તેમને કહ્યું સત્યવાન સાથે સાવિત્રી આજે સમીધી લેવા ગઇ છે, સુર્યાસ્ત પહેલાં આવવા કહેલું છતાં હજુ સુધી આવ્યાં નહી માટે અમે ફીકર કરીએ છીએ. રૂષીઓ અને રૂષીપત્નીઓ રાજા રાણીને આડીઅવળી વાતો કરી તેમને શાન્તી આપે છે. એવામાં ચંડસેન રાજા આવી રૂષીઓ અને પોતાના ભાઇને પ્રણામ કરી બોલ્યા—હે બંધુ ! તમે મને પુત્ર તરીકે પાળી મોટો કર્યો છતાં મેં તમને અથાગ દુઃખ આપ્યું છે, તેની માફી રૂષીમંડળ સમક્ષ હું માગું છું.

દ્યુમત્સેન—ભાઇ તેમાં તમારો દોષ નથી પરમાત્મા ધારે છે તેજ પ્રમાણે થયા કરે છે. ભાઈ સત્યવાન અને સાવિત્રી સ- મીધી લઈ હજુ સુધી આવ્યાં નથી.

ચંડસેન—મોટા ભાઇ તમે બતાવો તે રસ્તે હું તેમને શોધવા જઉં.

ધૌમ્યરૂષી—અમે ચાર દીશાએ ચાર માણસ મોકલ્યાં છે.

ગૌતમરૂષી—મહારાજા ચંડસેન તમે બેસો અજાણ્યા રસ્તે તમને પત્તો નહી લાગે.

સાવિત્રીનાં માતાપિતાને આવતાં જોઇ રૂષીમંડળ કહે મહા- રાજા અશ્વપ્રતિ પધારો.

અશ્વપતિ—હું સર્વેને પ્રણામ કરૂં છું.

દ્યુમત્સેન—મહારાજા અત્યારે અમારા દુઃખમાં ભાગ લેવા ક્યાંથી પધાર્યા.

અશ્વપતિ—સાવિત્રીને મળે ઘણા દીવસ થયા માટે સાવિ-

ત્રીની માતા કહે અત્યારેજ મારે સાવિત્રીને મળવા જવું છે એટલે બેઠા ત્યાંથી ઉઠીને આવ્યાં છીએ.

માલવીરાણી—સાવિત્રી કયાં છે ?

સૈબ્યારાણી—કોઇ દીવસ નહી ને આજે સાવિત્રી સત્યવાન સાથે સમીધી લેવા ગઈ છે. રોજ સત્યવાન એકલો જતો હતો પણ સાવિત્રી અમારી પાસેથી પરાણે આજ્ઞા લઇ સત્યવાન સાથે ગઈ છે તે હજુ સુધી બન્ને આવ્યાં નથી તેમને સોધવા ધૌમ્ય-રૂષી અને ગૌતમરૂષીએ માણુસો મોકલ્યાં. અમે અંધ કયાં જઇએ? અમારા સદભાગ્યે અમે રૂષીઆશ્રમે રહીએ છીએ અમારી બરદાશ ઘણી રાખે છે.

ધુમત્સેન—આજે સાવિત્રીને નિર્જળો ત્રીજો ઉપવાસ છે અમે જવા ના પાડી છતાં હઠ કરીને સાથે ગયાં.

" અશ્વપતિ અને માલવીરાણી તો જાણતાં હતાં કે સત્ય-વાનના મૃત્યુનો આજે દીવસ છે માટે સાવિત્રી પોતાના પતિને સાચવવા સાથે ગઇ હશે. "

શોધવા ગયેલા માણુસો એક પછી એક એમ ચારે દીશાથી આવી ગયા અને જવાબમાં સત્યવાન અને સાવિત્રીનો અમને પત્તો ન લાગ્યો તે સાંભળી સત્યવાન અને સાવિત્રીનાં માતાપિતાએ રોકકળ કરવા માંડી એવામાં સત્યવાનના માતાપિતાની આંખોનાં પડળ ખુલી ગયાં.

ધુમત્સેન—વિપત્તિમાં આનંદ પ્રભુએ શા માટે આપ્યો.

ધૌમ્યરૂષી—મહારાજા શો આનંદ થયો.

ધુમત્સેન—હું તમને સર્વને દેખું છું.

સૈબ્યારાણી—હું પણ દેખું છું.

**ગૌતમઋષી**—વીણાનાદ નજીકમાં સંભળાય છે.

**ધ્રોમ્યઋષી**—નારદમુનિ શુભ સમાચાર આપશે.

નારદમુનિ આવી અશ્વપતિ અને માલવીરાણીને જોઇ કહેવા લાગ્યા. હે અશ્વપતિ રાજન ! સાવિત્રીનું પ્રાક્રમ જોઇ હું ઘણો ખુશી થયો છું.

**માલવીરાણી**—મુનિરાજ અત્યારે તેમની શી સ્થિતી છે.

**નારદમુનિ**—પુત્ર સત્યવાનને ઘણો પરિશ્રમ પડવાથી સાવિત્રીના ખભે હાથ મુકી ધીમે ધીમે આવે છે. ધ્રુમત્સેન અને શૈબ્યારાણી દેખતાં થયાં તે પ્રતાપ સાવિત્રીનો છે.

**શૈબ્યારાણી**—મુનિરાજ જ્યાં સુધી સત્યવાન અને સાવિત્રીનું મુખારવીંદ ન જોઇએ ત્યાં સુધી આંધળાં સમજવાં.

**અશ્વપતી**—મુનિરાજ સત્યવાનને પરીશ્રમ પડવાનું કારણ કૃપા કરીને કહેશો.

**નારદમુની**—ટુંકમાં તેમનું વૃત્તાંત કહું છું તે સાંભળો

સાવિત્રી સાસુ સસરાની આજ્ઞા લઇ સત્યવાન સાથે સમીધી લેવા ગઇ, સત્યવાન જે જગાએથી રોજ સમીધી લાવતો હતો તે જગ્યા સાવિત્રીને બતાવી છાયામાં બેસાડી સત્યવાન સમીધી કાપવા ઝાડ ઉપરં ચઢી કુહાડીથી ડાળું કાપે છે તે વખતે તેના માથા ઉપર સર્પડંશ થયો સત્યવાન ચીસ પાડી ભોંયપર પડવા જતાં સાવિત્રી દોડી સત્યવાનનો હાથ ઝાલી ભોંયપર સુવાડી ખોળામાં માથું રાખી વિલાપ કરી રોવા માંડયું, એટલે સર્પમાંથી રૂપ પલટાઇ યમરાજા પોતાના ખરા સ્વરૂપે સાવિત્રી સામા ઉભા રહ્યા, સાવિત્રીએ પતિવૃતાને છાજતાં વિવેકભર્યાં વચનો સંભળાવ્યાં તેથી યમરાજા તેની ઉપર પ્રસન્ન થઇ ચાર વરદાન આપ્યાં.

માલવીરાણી—મુનિરાજ ચાર વરદાન યમરાજાએ કીયાં આપ્યાં તે જણાવશો.

નારદમુનિ—પહેલું અંધ સાસુ સસરા દેખતાં થાય તે તમે હાલ જુઓ છો. બીજું તેમનું ગયેલું રાજ્ય પાછું મળે—ચંડસેન રાજા તમે કેમ આવ્યા છો ?

ચંડસેન—મુનિરાજ ! બંધવને રાજ્ય આપવા.

નારદમુની—ત્રીજું માતાપિતાના કુળની વૃદ્ધિ કરનાર સો ભાઇ થાય. ચોથું પતિસંગથી સો પુત્રો મને થાય, ચોથા વરદાનથી યમરાજા બંધાયા તેથી સત્યવાનના જીવને મુક્ત કરી ચારસો વરસનું આયુષ આપ્યું.

સર્વે—ધન્ય છે ! સાવિત્રીને ધન્ય છે ?!

નારદમુની—સાવિત્રીએ માતા પિતા અને સાસુ સસરાના કુળને વધારી, પતિવૃતપણું આખા જગતને બતાવી આપ્યું છે. જે સ્ત્રી સાવિત્રીના પગલે ચાલશે તે સ્ત્રી અભયસુખ પ્રાપ્ત કરશે.

( નારદમુનિ આકાશમાર્ગે ચાલ્યા ગયા. )

સત્યવાન અને સાવિત્રી આશ્રમે આવી માતા પિતા સાસુ સસરાને પગે લાગી રૂષીમંડળને પ્રણામ કર્યા.

દ્યુમત્સેન—બેટા તમને સર્પડંશ ક્યાં થયો હતો ?

સત્યવાન—પિતાજી તમને કોણે ખબર આપી.

દ્યુમત્સેન—નારદમુનિ પધાર્યા હતા તેમને તમારો દુંક વૃતાંત અમને સંભળાવી હમણાંજ ગયા.

સત્યવાન—પિતાજી તમારા પુત્રવધુના પ્રતાપથી હું તમારા દર્શનનો અભીલાષી બન્યો છું ? પુજ્ય કાકાથી તમે પધાર્યા છો ?

ચંડસેન—પુત્ર સત્યવાન મારાં પાપી કૃત્યોની ક્ષમા આપી

રાજ્યધાનીમાં પધારી રાજ્યમુગટ ધારણ કરશો ?

સત્યવાન—પુજ્ય કાકાશ્રી રાજ્યમુગટને યોગ્ય આપ છો ! હજી હું આપની પાસેથી શિક્ષણ લેવા યોગ્ય છું.

અશ્વપતિ—ધન્ય છે ! સત્યવાન ધન્ય છે ! તમારા કાકાં અને અમારી સર્વની મરજી તમને રાજ્યમુગટ ધારણ કરાવવાની છે.

સત્યવાન—વડીલોની આજ્ઞા હું માન્ય કરીશ.

રૂષીમંડળ સહીત રાજ્યધાનીમાં આવી સત્યવાનને રાજ્યાભિષેક કરી રાજ્યમુગટ ધારણ કર્યો.



# સાવિત્રીનો ગરબો.

રાજા અશ્વપતિને ડાહી છે એક દીકરીરે,
એનું સતિ શિરોમણી સાવિત્રી છે નામ;
એના સ્વામીનો છોડાવ્યો યમ પાસથીરે.
સાવિત્રીએ સકળ જગતમાં અમર કીધું નામ.
એના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે.
રાજા ધુમત્સેન ઘરડો ને આંખે આંધળોરે,
તેનાં ભાઇએ લઇ લીધું રાજ્યાસન;
તેથી તપોવનમાં જઇને બાંધ્યું ઝુંપડુંરે.
તેને સત્યવાન નામે લાડકડો છે તન,
અંધ માતપિતાની સેવા કરતો પ્રેમથીરે;
કાયા કંચનવરણી બોલી લાગે મીઠડીરે,
મીઠા મ્હેરામણ જેવા ગુણ ગંભીર;
વૃદ્ધ અંધ માતપિતાની જાણો લાકડીરે.

રેતા માતપિતાની આજ્ઞાને આધીન,
સાવિત્રીએ તેની સાથે વરવા આદર્યુંરે.

**નારદ**— નારદજી કહે છે એ બાળા ધેલડીરે,
સત્યવાન સાથે વરતાં થાશે હાણ;
એની આવરદાનો એક વરસ બાકી રહ્યોરે.
માટે ના કરીશ તું વગર વિચાર્યું કામ,
શોધી રાજકુંવર રૂપાળાની સાથે વરોરે;

**સાવિત્રી**—સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખીયા વિધાત્રીના લેખ નહિં ફરનાર;
મ્હેં તો મનથી માન્યો તે પરમેશ્વર માહરોરે.
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહી ફરનાર;
તેથી એ વરની સાથે સમપણ મારૂં કરોરે.

**અશ્વપતિ**—જોઈ અડગપણું દીકરીનું રાજાએ પછીરે,
દીધું સત્યવાનની સાથે કન્યાદાન;

**તપોવનમાં**—મોટા રાજમ્હેલની વસનારી વગડે વસીરે,
ત્યાગી નવાં જુનાં વસ્ત્ર કર્યાં પરિધાન.
સ્નેહે સ્વામી, સસરા સાસુની સેવા સજીરે,
કોઈ દી ભુમીપર પાય તેણે દીધો નથીરે;
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ;
એની કાયા કોમળ ફુલ શય્યા પર લોટતીરે.
તેણે તપોવનની ઝુંપડીમાં કીધો વાસ;
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે.
પાણીના રેલા સમ દીવસો જતારે,
સતી નારદજીનાં વચન કરતી યાદ;

મનમાં ભય ધરતી નવ કરતી ક્રોધને વારતારે.
દિવસ ચાર રહ્યા બાકી આવરદા તણારે.
તે સમયથી કીધું સતીએ અન્ન જળ ત્યાગ;
જોડ્યું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણારે.
સોંપ્યું શ્રી હરિના ચરણે પોતાનું ભાગ્ય;
મારી વ્હારે ચડજે હે દીનબંધુ શામળારે.

**સાસુ-સસરા**—સાસુ સાસરે જાણ્યું સંકટ વહુ અતિ વેઠતીરે,
શાને માટે કરતી અન્ન જળનો ત્યાગ;
શાણી શા માટે કારણ તમે કહેતાં નથીરે.
કષ્ટે કરમાશે કોમળ તમારી કાય;
નાની વયમાં વ્રત કરવાં તમને યોગ્ય નથીરે.
ચાર દીવસ વિતાવ્યા વ્રત વિધિ કરીરે,
આવ્યો સ્વામી સ્વર્ગે સિધાવ્યા કેરો દીન,
આજે ના થવું અળગી હું મારા નાથથીરે.
એવો દ્રઢ નિશ્ચય કીધો સાવિત્રીએ મન;
પતિ સંગે રહેવા તૈયારી છાની કરીરે.
સત્યવાન માતા પિતાને ચરણે નમીરે;
કરમાં લઈ કોવાડો કાષ્ટ કાપવા જાય;

**સાવિત્રી**—તે વખતે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે.
આજે વન જોવાની ઇચ્છા મુજને થાય;
માટે સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે.

**સત્યવાન**—નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે.
ત્હારી કમળ સરખી કાન્તિ વિલાઇ જાય;
જ્હાથી વગડામાં ઝાઝા કંટક ને કાંકરારે.

ત્હારી પંકજ સરખી પગ પાની છુંદાય;
તેથી હઠ મેલી અલબેલી ઘરમાં રહોરે.
સાવિત્રી—સ્વામી તમ સંગાથે જંગલ મંગળ લાગતુંરે;
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય.
હું તો પગલે પગલે આવી તમ પુંઠે રહુંરે;
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય;
તેથી સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે.
સત્યવાન—નારી મારી સાથે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો તમે માત પિતાની પાસ;
આજ્ઞા આપે તો નારી મુજ ચાલો સાથમાંરે.
વડીલ જનોની આજ્ઞા નવ લોપાય;
લખીયું શાસ્ત્ર પુરાણે જાણો છો સરવે તમેરે.
આજ્ઞાના—સાસુ સસરાની આજ્ઞા માગી ચાલ્યાં દંપતીરે,
પંથે કરતાં પ્રેમે વિધ વિધ વાત વિચાર,
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિંતા ઘણીરે.
રાખે પળ પળ પોતે પતિની સંભાળ;
ધીરજ રાખીને મનમાં સંભાળે શ્રીહરિરે.
સત્યવાન ને સાવિત્રી આવ્યાં ગાઢા વનમાંરે,
વીણ્યાં ફુલ અને ફળ ઇચ્છાની અનુસાર;
વળતી સત્યવાને કોવાડો લીધો હાથમાંરે.
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન જે વાર;
યમ નાગરૂપે આવી માથે કરડયોરે,
ચીસ પાડી ને અંગો લાગ્યાં મુજવારે,
સાવિત્રીએ દોડી સત્યવાનની ઝાલી બાંય;
સ્વામી મારા આ તે શું તમને થયુંરે,

આંખે તમ્મર આવે માથું ભમી જાય;
-વાણી નહી સમજાતું દુઃખ ઘણું થાતું મનેરે.
માથું ખોળામાં લઇ પાલવથી પવન નાંખતીરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય;
અંધ માત પિતાની સેવાના પુણ્યે કરીરે,
વ્હારે આવીને વિશ્વંભર કરશે સહાય;
એવું બોલીને ડાળા સામી નજર કરીરે.
જોઇ નાગને સાવિત્રી મુખથી બોલતીરે,
તમે નાગ નથી પણ લાગો છો કોઇ દેવ;
શા કારણથી સ્વામી મારાને કરડયારે,
જેના વસ્ત્રતણો દીસે છે રાતો રંગ;
જેના માથે છે મુગટને કુંડળી કાનમાંરે.
એવે વેશે યમરાજા આવી ઉભા રહ્યારે,
જોઇ સાવિત્રીની કાયે ઊપજ્યો કંપ;
ત્હોયે ધીરજ ધારીને બોલી સુંદરીરે,
મુજને લાગો છો તમે દેવતણા અવતાર;
આવ્યા શા માટે ને શું કરવા મનમાં ચહોરે.

યમરાજા—હું તો યમરાજા છું સાંભળ ઓ શાણી સતીરે,
આવ્યો છું ત્હારા સ્વામીને લેવા કાજ;
આજે એના આયુષની અવધ પુરી થતીરે,
ત્હારા સ્વામીપરનો સ્નેહ હવે વિસાર,
નાંખી પાશ પકડીઓ સુક્ષ્મ દેહ એવું કહીરે.

સાવિત્રી—દેખી બંધાયેલો સ્વામી કેરા જીવનેરે,
સતીએ તે સમયે કરવા માંડયું રૂદન;
યમરાજા કયાં લઇ જાઓ મ્હારા નાથનેરે,

એવું કહીને યમરાજાને દીધો સાદ;
ચાલી યમરાજાની પાછળ પાછળ સુંદરીરે.

યમરાજા—કહે છે યમરાજા સાંભળ હે શાણી સતીરે,
જા તું પાછી ત્હારા સ્વામીના શબ પાસ;
તેમની અંતક્રીયા કર વિધીએ કરીરે.
જેથી થાય તેમના જીવતણો ઉદ્ધાર;
સતી નાહક શ્રમ કરવાથી ફળ કશુંએ નથીરે.

સાવિત્રી—સાવિત્રી કહે છે યમરાજા સુણો મારી વિનતીયે,
મ્હારા સ્વામી વિના પાછી નહિ ફરનાર;
જ્યાં લઇ જાશો ત્યાં આવું પણ સંગ તજુ નહીરે,
સ્વામી વિના છે સુનો સબ સંસાર;
જાતાં એકઘડી ઘેર જીવ્યાથી મરવું ભલુંરે.
યમરાજા હું પુછું તેનો ઉત્તર આપજોરે,
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય;
તમે બાંધીને લઇ જાશો મારા નાથનેરે,
મ્હારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય;
તેનો ઉત્તર આપીને આગળ ડગલું ભરોરે.

યમરાજા—દીકરી અમૃત સરખી વાણી ત્હારી સાંભળીરે,
મારા હૃદયમાંહી ઊપજે છે અનુરાગ;
ત્હારી ઇચ્છામાં આવે એવું એ સુંદરીરે,
ત્હારા પતિના જીવીત વિણ બીજું માગ;
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઊભો અહીંરે.

સાવિત્રી—મ્હારાં સાસુ સસરા ઘરડાં આંખે આંધળાંરે,
તેમની રત્ન જેવી આંખો સારી થાય;

આવે તેજ સુરજના સરખું બન્નેની આંખ માંરે
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે;
યમરાજા—હારા સાસુ સસરાની આંખો સારી થશેરે,
વધશે સુરજના સરખું આંખોનું તેજ;
તેમના વૃદ્ધપણાની પીડા સરખી વામશેરે,
માટે જા પાછી દીકરી આવી તું બહુ દુર;
ઝાઝું ચાલ્યાથી એ શાણી શ્રમ તુજને થશેરે.
સાવિત્રી—બોલી સાવિત્રી કરજોડી યમરાજા સાંભળોરે,
મ્હારે રહેવું જોઇએ સદાય સ્વામી સાથ;
મુજને શ્રમ નવ લાગે સ્વામી સંગે આવતાંરે,
પતિથી દુર વસતાં તનમાં પ્રગટે ત્રાસ:
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધીક છેરે.
તમ પુંઠે આવતાં શ્રદ્ધા મુજને થતીરે,
મ્હારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાના થાય;
શાણાએ કહે છે કરવી સર્જ્જનની સંગતિરે,
તે તો પુર્વ જન્મના પુણ્યેથી બંધાય;
સર્જ્જનની સંગતનું ફળ મીથ્યા જાતું નથીરે.
યમરાજા—દીકરી વાણી ત્હારી અમૃત સરખી લાગતીરે,
મ્હારા હૃદયમાં ઉપજાવે છે અનુરાગ;—
મ્હારી પાસેથી મન ગમતું પુત્રી ફરીરે,
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજું માગ;
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે,
સાવિત્રી—મારા સસરાજીનું રાજ્ય દબાવ્યું ભાઇએરે,
તેથી તપોવનમાં કાયમ કીધો વાસ;
તેમનું રાજ્ય ગયેલું સરવે પાછું સાંપડેરે,

નિત્યે સુખે રહે અંતરમાં પુરી આસ;
એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે.

યમરાજા—દીકરી સસરા ત્હારા રાજ ગયેલું પામશેરે,
ભોગવશે મન ગમતા વૈભવ નિત્ય,
તેમના ધર્મ વિશે દૃઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે,
પાછી વળ હવે પુત્રી નવ કરતી વાર;
ત્હારી દેહે દુઃખ થશે ઓ કુળવંતી દીકરીરે.

સાવિત્રી—મારા દુઃખ વિશે બાકી શી યમરાજા કહોરે,
મારી નજરે બંધાયેલા દેખું સ્વામીનાથ:
મ્હારે શું સુખ ભોગવવા જાવું પાછું હવેરે,
સુખ દુઃખમાં રહેવું સ્વામીની સાથ;
મ્હારે સ્વર્ગતણાં સુખ શું કરવાં સ્વામી વીનારે.
આખા જગતને રાખો છો નિત્ય નિયમ મહીરે,
આપો છો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ;
રાજા રંક શત્રુને સરખા ગણોરે.
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય;
શરણે આવેલાનું રક્ષણ તમે કરતારે.

યમરાજા—દીકરી વચનો ત્હારાં અંતર મ્હારૂં ઠારતાંરે,
ભૂખ્યા જનને અન્નથી તૃપ્તિ થાય;
દીકરી ના શરમાતી મ્હારી પાસે માગતાંરે,
ત્રીજું ત્હારા સ્વામીના જીવિત સિવાય;
ત્હારી ઈચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે.

સાવિત્રી—મ્હારા પિતા તણું ઘર પુત્ર વિના સુનું દીસેરે,
તેમને આપે શુભીયલ સો પુત્રો યમરાય;
તેમના વંશ તણી આ જગમાં કીર્તિ વધારે.

મ્હારાં માત પિતાનાં સંકટ સરવે જાય;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.

યમરાજા—ત્હારા પિતાના ઘેર સદગુણી સો પુત્રો થશેરે,
વધશે ચારે દીશામાં વંશ તણો વિસ્તાર;
ત્હારાં માત પિતાનાં સંકટ સર્વ ટળી જશેરે.
દીકરી આપ્યું ત્હારી ઇચ્છા અનુસાર;
આવી દુર ઘણે પુત્રી જાતું પાછી હવેરે.

સાવિત્રી—મ્હારા સ્વામી સંગે છું હું તો દુર નથીરે,
મારૂં મન તો દોડે છે એથી એ પણ દુર;
પતિ સંગે રહેવુ એ ભુષણ સતિઓ તણુંરે.
ત્યાગી કાયાને છાયા ક્યાં જાએ દુર;
સ્વામી વીના સતિઓનું જીવ્યું દોહલુંરે.
રાખે ભરૂસો સજ્જનનો જગના જનોરે,
વિનતિ કરે છે સજ્જનનો રાખી વિશ્વાસ;
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે.
આવે નહિ સુરજમાં અંધારાનો ભાગ;
સજ્જનની સજ્જનતા કદીએ બદલાતી નથીરે.

યમરાજા—દીકરી વચનો ત્હારાં અમૃતથી પણ મીઠડાંરે,
મુજને સાંભળતાં આવે છે પ્રેમ અપાર;
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હીતનાંરે.
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજું માગ;
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે.

સાવિત્રી—યમરાજા તમે આપો તો માગું એટલુંરે,
મ્હારા પતિથી સો પુત્રો મુજને થાય,
મ્હારા કુળનું આ જગમાંહી માન વધેરે,

મ્હારે વડિલ જનોની સેવાની પ્રીતિ થાય;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.

યમરાજા—દીકરી તેજસ્વી સો પુત્રો તુજને થશેરે,
ત્હારા કુળનું જગમાં વધશે ઝાઝું નામ;
ત્હારી વડિલ જનોની સેવામાં પ્રિતિ જામશેરે.
જા પાછી તું નહી તો થઇશ હેરાન;
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે.

સાવિત્રી—કહે છે પ્રભુ સુણો વિનતીરે,
આપો જવાબ મારા પ્રશ્ન તણો આ વાર;
મોટા માણુસનાં વચનો મિથ્યા થતાં નથીરે.
બોલ્યું અણબોલ્યું મોટા જનનું નવ થાય;
પ્રાણ જાયે વચન થકી ફરતા નથીરે.
સો પુત્રો થાવા વરદાન તમે આપ્યું મનેરે,
બોલો કેમ કરીને સત્ય થશે મહારાજ;
બાંધી લૈ જાવા ધારો છો મ્હારા નાથનેરે.
પળશે કેમ કરીને વચન તમારૂં આજ;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.

યમરાજા—દીકરી ધન્ય તને સાચો છે નિશ્ચય તાહરોરે,
તેં તો વચને બોલ્યો મુજને આવાર;
આજે દ્રઢતાના બળથી વશ વશ મુજને કર્યોરે.
લે આ છોડું છું દીકરી ત્હારો ભરથાર;
વરસ ચારસોનું આયુષ્ય પામ્યો ત્હારો પતિરે.
મ્હારાં આપેલાં વરદાનો ફળશે હે સતીરે,
જગમાં ઘરઘર નરનારી ગુણ ત્હારા ગાય;
પામી સુખ જગતમાં અંતે થાશે સુગતીરે.

એવું કહીને અંતર ધ્યાન થયા યમરાય;
વાગ્યાં દેવ દુંદભી પુષ્પ તણી વૃષ્ટી થઇરે.
સ્વામીની સંગાથે આશ્રમે જોડુ પહોંચીયુરે,
સાવિત્રીના હ્રદયમાં હર્ષ ઉભરાય;
સાને વીતકની વાતો વીસ્તારીને કહીરે
પ્રેમે લાગ્યાં બન્ને વડીલ જનોને પાય;
આપે અંતરની આશીષો સૌ નરનારનેરે.
રીદ્ધી સીદ્ધી દંપતી પામી ઘણુંરે,
સતી સાવિત્રીએ અમર કીધું નામ;
તેનો ગરબો જે કોઇ ગાય અને સાંભળેરે.
તેનો વૈકુંઠમાં થાય રૂડો વાસ;
માટે હળીમળીને ગરબો ગાઓ સુંદરીરે.



## સ્ત્રીઓને સાચી શીખામણ.

૧. પતિવ્રતા સ્ત્રીનો ધર્મ ઘણોજ કઠણ અને વિકટ છે. કેમકે પતિ સ્વરૂપવાન હોય, કદરૂપો હોય, રંક હોય, શ્રીમંત હોય છતાં કુલીન સ્ત્રીઓ પોતાના પતિનેજ પરમેશ્વર તુલ્ય માને છે. જેમ હંસ પક્ષિઓ માનસરોવરનીજ ઇચ્છા કરે છે, મોર મેઘની ગર્જનાનીજ ઇચ્છા કરે છે, તેમ એક પતિભક્ત પત્ની પોતાના પ્રાણનાથની ઇચ્છા રાખી, પોતાના સ્વામીનાથને સદા આધીન રહી અંતઃકરણથી સેવા બજાવે છે. તેજ પતિવ્રતા.

૨. સ્ત્રીઓ તીર્થ, દાન અને તપ વીગેરે કરવાથી પવિત્ર થાય છે તેના કરતાં, પતિભક્તિથી વધારે પવિત્ર થાય છે.

૩. જે સ્ત્રીને મોક્ષ જવાની ઇચ્છા હોય તેણે પોતાનો હાથ ઝાલનાર સ્વામી નાખુશ થાય તેવું એક પણ કાર્ય કરવું નહી

૪. કોઇ કારણસર તમારો પતિ તમારી ઉપર ગુસ્સે થાય તેજ વખતે તમારી ભુલ કબુલ કરી દેવી, અને ફરીથી ભુલ ન થાય તેવી કાળજી રાખવી, એટલે કોઇ દીવસ તમારે ને તમારા પતિને અણુબનાવ થશે નહી.

૫. કોઈ કારણસર તમારો પતિ તમારી ઉપર બીજી સ્ત્રી લાવે તો તેને સગી બ્હેન કરતાં અધિક માન આપી સદ્વર્તનથી વર્તજો, શોક્યનાં છોકરાં પ્રત્યે તમારાં પોતાનાં બચ્ચાં જેટલોજ પ્યાર રાખશો તો તમારા બન્ને ઉપર તમારા પતિનો પ્રેમ વધતો જશે ને આલોક અને પરલોકમાં સુખી થશો.

૬. તમારા પતિમાં કાંઇ ખામી માલમ પડે તો તે શોધી કાઢવામાં તમારી મોટાઇ સમજશો નહી અને તમે તમારા પતિથી વીદ્વાન છો એવો ડોળ બતાવશો નહી.

૭. તમારા ઘરની યા કુટુંબની ગુપ્ત વાત કદી બ્હાર કરશો નહી; કારણ ઘરની કુંજેતી બહાર જાય અને અધુરી હોય તે પુરી થાય. માટે એવી કુટેવને દેશવટો આપજો.

૮. મલાજો એ સ્ત્રીઓનું સરસ હથિયાર છે, મીઠા સ્વભાવ સ્ત્રીઓનો શૃંગાર છે. માટે થોડું બોલવું, ઇન્દ્રીઓને કબજે રાખી નીતિથી વર્તવું, બોલવામાં તોછડાઇ વાપરવી નહી, માનસહિત બોલાવવું, પતિ પરદેશ હોય તો સારાં સારાં વસ્ત્રાલંકાર ત્યાગ કરી સાદાઈ રાખવી.



# સિદ્ધરાજ અને જસમા ઓડણની

## ગરબી.

આજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ;
જેની કીર્તિ વ્યાપી રહી આ જગમાં ઘણીરે.
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટાં માનસરોવર દેવળ ધર્મ વિશાળ;
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વે નમાવીઆરે.
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યુંરે,
ખોદે ખાડા ત્યાંતો માળવી ઓડણ અનેક;
નાંખે ઓડણો મટોડા માથે લઇ પળુરે.
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે,
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ;
વળતાં મુખડું દેખી જાય કુંવરને વારણેરે.
સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરીરે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર;
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે,
સિદ્ધરાજ—માટી સારવાને આ કોમળ કાયા કરી નથીરે,
પાળે બેસીને રીઝવ તું તારૂં બાળ;
બીજી ઓડણો છે કામ કરે તારી વતીરે.
જસમા—જસમા કહે છે રાજા કામ કરી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગમાં રોગ;
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદીરે.
સિદ્ધરાજ—જસમા જંગલમાં વસવાને તું સરજી નથીરે,

મારા નગર તણો તું આવીને જો નોંક;
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે.
જસમા—નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.
સિદ્ધરાજ—જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બનેરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખીસકોલી સાકર સ્વાદનેરે.
જસમા—રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરનાંરે,
મેલી ગલીઓમાં મારે છે દુર્ગંધ;
મેલાં ઝેર તણાં જે જીવો તે જીવે ઝેરમાંરે.
સિદ્ધરાજ—જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથીરે.
જસમા—રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળછેરે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજો તો મોંઘે મુલછેરે.
સિદ્ધરાજ—જસમા જંગલની વાતો તું આજ વિસારજેરે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સુર;
આમન સુણવાને કાજે તું મહેલ પધારજેરે.
જસમા—રાજા નવ રીઝું સારંગી કેરા સુરથીરે,
મેના મોર બપૈયા ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથીરે.
સિદ્ધરાજ—ઓઢણું આવો તો ભીતારૂ મેડી માળીએરે,

રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રીયજનો માનીને નિશદીન પાળશુંરે.

જસમા—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડીરે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાગેને કાયા થઇ જાય કુબડીરે.

સિદ્ધરાજ—ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દરબાર;
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાંરે.

જસમા—મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંસનારે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહીંને દુધ મજેનાં મારે ભુરી ભેંસનારે.

સિદ્ધરાજ—ઓડણ માગી લ્યોને આછા સાળુ ઓઢણુંરે,
હીરા માણેક મોતી સોનાના ભંડાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણુંરે.

જસમા—છાયલ ટકશે આછાં સાળુ તો ફાટી જશેરે,
નાખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશેરે.

સિદ્ધરાજ—જસમા કહે તું મુજને કેવો છે તારો પતિરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે.

જસમા—પેલો કેડ કસીને કામ કરે મારો પતિરે,
જેના મોળીઆમાં મહેકે છે બહુ ફુલ;
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે.

સિદ્ધરાજ—જેને કામ કરંતાં એ ન્યાળે તારા ભણીરે,

એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;
તારી મુઝ ન જોશું જસમા એ તારો ધણીરે.
જસમા—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા પતિને મારો સંપુરણ વિશ્વાસ;
હુંતો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાંરે.
સિદ્ધરાજ—જસમા રાણાને રાજાને હું તાબે કરૂંરે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા ચાહુંરે.
જસમા—રાજા કાયાને માથાપર ભલે નૃપનું વસ્યુંરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય;
મારે ભુપતણું પણ તે પર ન ચાલે કશુંરે.
સિદ્ધરાજ—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છેરે,
આવાં દંપતીને પણ આખર હોય વિગોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાયછેરે.
જસમા— રાજા કોઈ ન જાણે કાલે મારૂં શું થશેરે,
એવી અલ્પ જીંદગી માણે આ સો લોક;
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશેરે.
એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરીરે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરીરે.



## પતિવૃતા સ્રીનું શું જાય.

ખડખડ હસીએ તો આબરૂ જાય, ઘણું લોભે ઘરનું પણ

જાય, એકલાં ફરીએ તો શિયળ જાયે, આછાં વસ્ત્રે ઘરની મોટપ જાય, જુઠી સોગતે મોભો જાય, અનાચારથી નર્કે જાય, કપટથી કુળનું મુળ જાય, વ્યભિચારથી કાન્તી જાય, રસ્તે વાત કરે તો આબરૂ જાય, રસ્તે ચાલતી ખાય તો આબરૂ જાય, પરપુરૂષ સાથે એકલી બેસે તો આબરૂ જાય, લોભે સઘળાં લક્ષણ જાય, આળસુ સ્ત્રીની અકલ જાય.

## પતિવૃતા સ્ત્રીનું જમણ.

રસોઇ હાથે કરે, પાણી ગળે, આરોગ્યતાના નિયમ યાદ લાવે, રૂતુ પ્રમાણે રસોઈમાં ફેરફાર કરે, પતિને જાતે જમાડે, સરવેને સરખી રીતે પીરસે, કોઇનું ભાણું ટાળે નહી, પહેલાં શાક પીરસે, દાળની વાટકી જમણા હાથ તરફ મુકે, પાણીનો લોટો ડાબા હાથ તરફ મુકે, પીરસવામાં કાંઇ વીસારે નહી, જમનારના ભાણા તરફ નજર રાખે, માગતાં પહેલાં પીરસે, રસોઇ બનાવવાનું બીજાને સોંપે નહી, નાનાં બચ્ચાંને પાસે બેસી જમાડે, સૌથી છેલ્લી પોતે જમે, નોકર અને ઢોર વીગેરેની ખબર રાખે, વધેલું અનાજ ગરીબ ગરબાંને આપવા ચુકે નહી.

## પતિવૃતા સ્ત્રી શું સહન કરે.

પતિએ કરેલું અપમાન સહન કરે, ઘરકામમાં પડતી મહેનત સહન કરે, સાસરીયાંનો ઠપકો સહન કરે, ગરીબાઇને સહન કરે, ક્રોધી કુટુંબીનો ક્રોધ સહન કરે. મુર્ખ સ્ત્રીઓની ભુલ સહન કરે, પારકા ગુણોને સહન કરે, પારકા દુર્ગુણ સહન કરે, વાતોડી સ્ત્રીનો

વિરહ સહન કરે, સાંકડા સંજોગો સહન કરે, દુશ્મનની ગાળો સહન કરે, છોકરાંની ભુલો સહન કરે, સાસુનો ઠપકો સહન કરે, પોતાની નિંદા સહન કરે, છોકરાં સુધારવા સઘળાં દુઃખો સહન કરે, કોઈ ખોટી રીતે આળ ચઢાવે તો તે સહન કરે.

—•—

## પતિવૃતા સ્ત્રી એકલી રહે તો શું થાય.

સ્ત્રી એકલી જુદી રહે તો સ્વસુર કુટુંબને એબ લાગે, નિંદા થાય, પોતાના પીયરને એબ લાગે, લુચ્ચા માણસોનો દાવ ફાવે, આબરૂ જાય, શિયળ ગુમાવે, જીવનું વખતે જોખમ થાય, નવરી સ્ત્રીઓ ભરાય, ઘરમાં એકલી રહે તો પણ ભય, એકલી બ્હાર જાય તો પણ ભય, લુચ્ચા માણસો રસ્તામાં સતાવે, કાંકરા મારે બાળકીનું બાપે રક્ષણ કરવું, સધવાનું પતિએ રક્ષણ કરવું, વિધવાનું બાપે અને સાસરીઆએ રક્ષણ કરવું. વૃદ્ધનું પુત્રોએ રક્ષણ કરવું.

—•—

## પતિવૃતા સ્ત્રી શામાટે જીવે.

પિયરને અજવાળવા માટે જીવે, પતિની સેવા માટે જીવે, છોકરાંને કેળવવા માટે જીવે, ગુણ સંપાદન કરવા જીવે, શિયળ પાળવા જીવે, નિતીનો માર્ગ બીજી સ્ત્રીઓને બતાવવા જીવે, મુર્ખ સ્ત્રીઓને સુધારવા જીવે, ગુણવાન પુત્રોને જન્મ આપવા જીવે, ગરીબો આંગણે આવે તેને આશ્રય આપવા જીવે, સાદાઈ શીખવવા જીવે, પતિનું કુળ દીપાવવા જીવે, ધર્મ પાળવા જીવે, બીજી સ્ત્રીઓનેપતિવ્રતા ધર્મ શીખવવા જીવે, જગતની ઉન્નતિ માટે જીવે.

## પતિવ્રતા સ્ત્રી શું ત્યાગ કરે.

પ્રમાદનો ત્યાગ કરવો, ઉન્મત્તપણાનો ત્યાગ કરવો, ક્રોધનો ત્યાગ કરવો, ઇર્ષાનો ત્યાગ કરવો, ઠગાઇનો ત્યાગ કરવો, જુઠનો ત્યાગ કરવો, અભીમાનનો ત્યાગ કરવો, હિંસાનો ત્યાગ કરવો, દ્વેષનો ત્યાગ કરવો, મોહનો ત્યાગ કરવો, અહંકારનો ત્યાગ કરવો, ધુતારાપણાનો ત્યાગ કરવો, નાસ્તિકપણાનો ત્યાગ કરવો, બાળપણે પિતાને તાબે રહેવું, યૌવનમાં પતિના તાબે રહેવું, વૃદ્ધાવસ્થામાં સાસરીઆં અગર પુત્રના તાબે રહેવું, બાપથી જુદા રહેવા ઇચ્છવું નહી, પતિથી જુદા રહેવા ઇચ્છવું નહી, પુત્રથી જુદાં રહેવા ઇચ્છવું નહી.



## કુભારજ્યા કોને કહેવી.

પતિને સંતાપે તે કુભારજ્યા, છોકરાંને ભણાવે નહી તે કુભારજ્યા, ઘણી ઊંઘે તે કુભારજ્યા, કંકાસ કરે તે કુભારજ્યા, કુટુંબ ઉપર દ્વેષ રાખે તે કુભારજ્યા, પાડોશીથી નિત્ય વઢે તે કુભારજ્યા, હઠ કરે તે કુભારજ્યા, પહેરવા ઓઢવાનો જેને શોખ હોય તે કુભારજ્યા, વિના કારણે દ્વેષ કરે તે કુભારજ્યા, લવરી કરે તે કુભારજ્યા, મ્હો મચકોડે તે કુભારજ્યા, ઊંઘમાંથી મોડી ઉઠે તે કુભારજ્યા, છતે પૈસે દાન ન કરે તે કુભારજ્યા, ગંદી રહે તે કુભારજ્યા, પોતાનાં છોકરાંને મેલાં રાખે તે કુભારજ્યા, આગણું સ્વચ્છ ન રાખે તે કુભારજ્યા, વાસણ માંજી સાફ ન રાખે તે કુભારજ્યા, ઘરમાં જાળાં બાઝવા દે તે કુભારજ્યા, ઘરમાં સાફ વાસીદુ ન વાળે તે કુભારજ્યા, પગ ઉપર પગ ચઢાવીને બેસી રહે તે કુભારજ્યા, બોલે બંધ નહી તે કુભારજ્યા,

ધર્મ પાળે નહી તે કુભારજા, મ્હેમાન પરોણાથી કંટાળે તે કુભારજા, સાસુથી લઢે તે કુભારજા, નણંદથી લઢે તે કુભારજા, બીજાનું સારૂ જોઇ મનમાં બળે તે કુભારજા, પતિની આજ્ઞા ન પાળે તે કુભારજા.



## પતિવ્રતા સ્ત્રીની શકિત.

પતિવ્રતા સ્ત્રી ગુરૂ કરતાં સારો બોધ આપી શકે છે. પતિવ્રતા સ્ત્રી પતિને વ્યભિચાર છોડાવે છે, વ્યસનીનું વ્યસન છોડાવે છે, જુગાર અને સટ્ટામાંથી છોડાવે છે, ચીડીઆ પતિની ચીડ છોડાવે છે, ક્રોધી પતિનો ક્રોધ છોડાવે છે, પતિવ્રતા સ્ત્રી આખા જગતનો ઉદ્ધાર કરે છે, જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રી છે તે સ્વર્ગનું સુખ ભોગવે છે, પતિવ્રતા સ્ત્રીને ગુરૂ પણ નમસ્કાર કરે છે.



## વીધવા સ્ત્રીનાં લક્ષણ.

ભોંય પથારીએ સુવું, એકવાર જમવું, મનોવીકાર ઉત્પન્ન થાય તેવા ખોરાકનો ત્યાગ કરવો, સાદો પોષાક પહેરવો, રસ્તે ચાલતાં પુરૂષનો સ્પર્શ થાય તો અપવાસ કરવો, લગ્નના ગીત ગાવાં નહી રાત દીવસ પોતાના ઇસ્ટદેવનું સ્મરણ કરવું, રાતે કથા કીર્તનમાં જવું નહી, વેષ રાખવો નહી, માતા પિતા, સ્વસુર અગર પુત્રના તાબે રહેવું તેમાંનુ કોઇ ના હોય તો વૃદ્ધ સ્ત્રીઓની પાસે રહેવું.



## છેવટની શીખામણ.

ભારતની સ્ત્રીઓ દેવીઓ છે, ધર્મવીર, દાનવીર, અને યુદ્ધવીર પુરૂષ રત્નોને ઉત્પન્ન કરનારી ખાણો છે. જેમ કાદવમાંથી કમળ અને માટીમાંથી રત્નો નીકળે છે. માટે તમારા ઉદરમાંથી પ્રગટ થતા મણીઓને અમુલ્ય બનાવજો, નિર્બળ, પરાશ્રયી, ક્રોધી, હઠીલા, અત્યાચારી, નીચવૃત્તિવાળા, કૃપણતા અને દુર્ગુણ તમારા બાળકોમાં પ્રવેશ ન કરે તેનુ ધ્યાન રાખજો, ધર્માંધતા અને કુળાભિમાનથી દુર રહેજો. એજ શાન્તિ.

---

## દાનેશ્વરી કરણરાયની કર્ણપુરી.

### દેશી ચાલ.

સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગુ પાયજી;
હાકર જોડીને વરણવું, હું તો માગું અવિચળ વાણુજી.
રવી ઉગમતાં દિનકર ચડતાં, કરણ રાજા આપે દાનજી;
સવાભારસોવણુ એરે આપે, કાંઇ આપે અવિચળ દાનજી.
દુર્યોધને પડો વગડાવ્યો, રાયે વરતાવી છે આણુજી;
અઢી ભાર સોવણ હુંરે આપુ, કોઈ કરણના દ્વાર ન જાયજી.
ભાટ બ્રાહ્મણ હોય લોભિયા, અદકુ આપે ત્યાં જાયજી;
ત્રણ દિવસ એમ વહી ગયા, નર નારીને ત્રણ અપવાસજી.
અંતરીક્ષથી નારદજી પધાર્યા, આવ્યા તે કરણને દ્વારજી;
જળ લોટા લઇ અર્ઘ્ય પખાળા, ને આપ્યાં તે આસનજી.

દુર્યોધને પડો વગડાવ્યો, એણે વરતાવી છે આણુજી;
ત્રણ દિવસ એમ વહી ગયા, અમ નારીને ત્રણ અપવાસજી.
ત્યાંથી નારદજી પધારીયા, આવ્યા દ્વારીકાં મોઝારજી;
શ્રીકૃષ્ણ પોઢયા સિંહાસને, લક્ષ્મીજી ચાંપે પાયજી.
વેગળેથી નારદને દેખી, લક્ષ્મીજી કરે અણુસારજી;
એ પેલો નારદ આવે છે, વઢવાડ ઘલાવાને આંયજી.
જળ લોટા લઇ ચર્ણું પખાળા, ને આપ્યાં આસનને માનજી;
આંત્રારે નારદજી ભલેરે પધાર્યા, અમપરીખું કાંઇ કામજી.
વડોરે સેવક કરણ રાજા તમારોને, તે પામે ઘણું દુઃખજી;
એક મહુરતમાં ગરૂડ મગાવ્યો, શ્રીકૃષ્ણ થયા અસ્ત્રારજી.
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા હસ્તીનાપુર માંયજી;
હસ્તીનાપુર શું આવીને, કાંઇ ધર્યું વૃદ્ધ સ્વરૂપજી.
ચરણે તો ચલાય નહી તેથી હાથમાં જેષ્ટીકા ઝાલીજી;
નયણે તો અશ્રુ ધારા વરસે, તણુ ન સુઝે ત્યાંયજી.
ત્યાંથી પ્રભુજી પધારીયા, સામા મળ્યા બ્રાહ્મણ ભાટજી;
બ્રાહ્મણ ભાટ તમે ઉભા રહો, મને કહો નગરની વાતજી.
આરે નગરમાં કોણ રાજા, કોણ દાનેશ્વરી કહે વાયજી;
આરે નગરમાં દુર્યોધન રાજા, તે દાનેશ્વરી કહે વાયજી.
ભાટ બ્રાહ્મણ હોય લોભિયા, અદકુ આપે ત્યાં જાયજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, સાંમી મળી છે પાણીયારીજી.
બાઇરે પાણીયારી તું ઉભી રહેને, મને કહે નગરની વાતજી;
આરે નગરમાં કોણ રાજા, કોણ દાનેશ્વરી કહેવાયજી;
આરે નગરમાં કરણ રાજા, ભલો દાનેશ્વરી કહેવાયજી;

બાઇરે પાણીયારી તું ધાડુ બોલ,હું સાંભળતો નથી કાનેજી.
કેમ ન સાંભળો મારા પ્રભુજી, તમે શ્રી ભગવાનજી;
બાઇરે પાણીયારી તેં કેમજ ઓળખ્યો, કીયા જન્મની પ્રીતજી.



પુર્વ જન્મની હોયરે પ્રીત, તે માટે ઓળખ્યા જુગદીશ;
જુમનાની તીરે તપજ કર્યાં, ઉત્તમ કુળમાં અવતર્યાં.



અંતરીક્ષથી વિમાન મંગાવ્યું, નારી પોચાડી ત્યાંયજી;
નારી જાય જ્યારે નગરમાં, ત્યારે સર્વેને થાયે જાણજી.
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા દુર્યોધનને દ્વારજી;
જળ લોટા લઇ ચર્ણ પખાળા, આપ્યાં તે આસન માનજી.
આવોરે વિપ્રજી ભલેરે પધાર્યા, અમસરીખું કાંઇ કામજી;
અન્ન ને જળ નહી લેવું રાજા, નહી લેવું સુવર્ણનું દાનજી.
જસ અમારી લઇને રાજા, ભોજન અમને આપજી;
માય બાપનું કારજ કરવા, મારે જાવું દ્વારીકાં માંયજી.
દ્વારકાં જઈ આવીને, તારૂં પાછું આપીશું ભોજનજી;
મારા વિપ્રજી ઘોડા લ્યો, તમો કરોને વાહનજી.
ઘોડે બેઠો હું તો રૂડો ન દીસું, એક રાવો બીજો વરજી;
મારા વિપ્રજી હસ્તી લો, તમે કરોને વાહનજી.
હસ્તી બેઠો હું તો હળી પડું, મારા ભાગે હબચી હોઠજી;
મારા વિપ્રજી સુખપાલ લ્યો, તમે કરોને વાહનજી.
સુખપાલ તો રાજા નબેદ હોયને, એ શું બોલ્યો રાજનજી;
મારા વિપ્રજી રથ લ્યો, તમે કરોને વાહનજી.

રથ બેઠી રાજા જાત્રા ન જાઇએ, પુન્યથી અ ફક્તું પાપજી;
જરા અમારી લેઇને રાજા, જોબન અમને આપજી.
જોબન તો મારે હાથ નથી, પુછી આવું ઘરની નારજી
ત્યાંથી રાજાજી પધારીયા, આવ્યા ઓની વળી પાસજી.



## ચાલ ફેર.



એક જળ લોટા લઇ સામાં આવ્યાં સુણો રાયજી;
તમે કેમ પધાર્યા નાથ વાત વિચાર કરી.
એક વૃદ્ધ વિપ્ર ઘેર આવીઆરે, સુણ સુંદરી;
તે તો માગે છે મુજ પાસ, વાત વિચાર કરી.
એક જરા અમારી લેઇનેગે, સુણ સુંદરી;
કે'છે જોબન અમને આપ, વાત વિચાર કરી.
મેં તો હસ્તીને ઘોડા ઓઢવ્યા, સુણ સુંદરી;
કે'છે નહી કરૂં વાહન, વાત વિચાર કરી.
મેં તો રથ પાલખીઓ ઓઢાડી, સુણ સુંદરી;
કે'છે નહી કરૂં વાહન, વાત વિચાર કરી.
સ્વામી માગો મારવાને તમને મેલ્યાં, સુણો રાયજી;
તમને કહીશું ગામના ગોવાળ, વાત વિચાર કરી.
સ્વામી આપણે માથે દુશ્મન ઘણા, સુણો રાયજી;
તમને હસશે અરજુન, ભીમ, વાત વિચાર કરી.
સ્વામી આપણા બરડાયે શાં શાં પુન્ય કર્યા, સુણો રાયજી,

આપણે નાખ્યાં તે પુન્ય, વાત વિચાર કરી.
સ્વામી મદદ થઈ તમે પોહોંચો, સુણો રાયજી;
હું તો સેવા નહી કરૂં લગાર, વાત વિચાર કરી.

## પ્રથમની ચાલ.

ત્યાંથી રાજાજી પધારીયા, આવ્યા વિપ્રની વળી પાસજી;
જોબનની મને નારે કહી, પુછી આવો ઘરની નારજી.
ફટ ભુંડા ફટ પાપીયા, અને ખોટી કર્યો વડી વારજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા કર્ણ રાજાને દ્વારજી.
જળ લોટા લઇ ચર્યું પખાળ્યા, આપ્યાં તે આસન સાનજી;
આવોરે પ્રભુજી ભલેરે પધાર્યા, અમસરીખું કાંઇ કામજી.
જરા અમારી લઇને રાજા, જોબન અમને આપજી;
મારે આપનું કારજ કરવા, મારે જવું છે દ્વારકાં માંયજી.
દ્વારકાં જઇ આવીને, તારૂં પાછું આપીશ જોબનજી;
આ દેહ તે કૃષ્ણાર્પણ કરવી, ધન્ય ધન્ય આ અવતારજી.
એમ જોબન નહી લેવું રાજા, પુછી આવો ઘરની નારજી;
એક સેવકને ઘેર ગયો, તેની નારે કર્યો નકારજી.
ત્યાંથી રાજાજી પધારીયા, આવ્યા ઓની વળી પાસજી.

## ચાલ ફેર

એક જળ લોટા લઈ સામાં આવ્યાં, સુણોરાયજી;
તમે ભલે પધાર્યા મારા નાથ, લાગું પાયજી.

એક મઢ વિપ્ર ઘેર આવીયા, સુણ સુંદરી;
તેતો માગે છે મુજ પાસ, વાત વિચાર કરી.
એક જરા અમારી લેઇને, સુણ સુંદરી;
કે, છે જોબન અમને આપ, વાત વિચાર કરી.
સ્વામી તમારૂ જોબન તમારી પાસે, રહ્યુ, સુણો રાયજી;
અમને પુંછ્યાનું શું કામ, લાગું પાયજી.
સ્વામી અમને માગે તો આપજો, સુણોરાયજી;
તમે પરણજો બીજી વાર, વાત વિચાર કરી.
સ્વામી મઢ થઈ તમે પોઢજો, સુણો રાયજી;
હું તો સેવા કરીશ અપાર, લાગું પાયજી.

## પ્રથમની ચાલ.

ત્યાંથી રાજાજી પધારીયા, આવ્યા પ્રભુની વળી પાસજી;
જોબનની મને હારે કહી, પુછી આવ્યો ઘરની નારજી.
જોબનતો ઓકરી લીધુને, જરા કરણને આપીજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા દ્વારકાં મોઝારજી.
લક્ષ્મીજી લાગ્યાં પુછવા, તમે આ જોબન કોનું લાવ્યાજી;
વડોરે સેવક કરણરાજા અમારો, તેનુ જોબન અમે લાવ્યાજી.
તેનુ જોબન તમે પાછુ આપો, તેની નાર પામે ઘણુ દુઃખજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા હસ્તીનાપુર મોઝારજી.
હસ્તીનાપુર શું ઘેરઘેર, કરણપુરી વંચાયજી;
ત્યાંથી પ્રભુજી પધારીયાને, આવ્યા દુરજોધનને દ્વારજી.
નારે બત્રીસી રસોઇ કરીને, છત્રીસે પકવાનજી;

હારે રાજાજી નાવણુ કરો, તમે કરોને ભોજનજી.
કરણુ ભોજન હું તો નહીં કરૂ, મને કહોને નગરની વાતજી;
એક ઠગારો આવ્યોતો, તેનો ધુતવા મુજ પાસજી.
તેરે ધુતારે કરણને ધુત્યા, તે વઢ થઈને પોઢ્યાજી;
ચાલો દુરજોધન આપણ જઈએ, કરણરાજાને જોવાજી.
શ્રીકૃષ્ણ દુર્યોધન બેલડીએ વળગ્યા, આવ્યા કરણને દ્વારજી;
વેગળેથી શ્રીકૃષ્ણને દેખીને, કરણે કર્યા પ્રણામજી.
બાંય ઝાલીને બેઠા કર્યા, કાંઇ ધરીયુ નવ જોબનજી:
નીચુ ઘાલી દુરજોધન લાજ્યો, ને આવ્યો પોતાને ઘેરજી.
ફટ ભુંડી ફટ આપણી, મને તેરે કર્યો નઠારજી;
આપણે ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ઓળખ્યા નહી લગારજી.
ચાલો કરણરાજા આપણે જઈએ, દુરજોધનને દ્વારજી;
શ્રીકૃષ્ણ કર્ણ બેલડીએ વળગ્યા, આવ્યા દુરજોધનને દ્વારજી.
જાગ જાગ દુરજોધન રાજા, અંધ તણા કુંવરજી;
દાન કર્યાં હોય તેણે થાય, ન કર્યાં હોય તેણે ન થાયજી.
માગ માગ તું કરણરાજાને, હું આપવા સમરથજી;
માતાને હાથે ભોજન માગું ને, સ્ત્રીને ખોળે બાળજી.
કુંવારી ધરતીમાં દાગ દેવાજો, પુત્રને હાથે પંડજી;
અંતસમે મારી પાસે રહેજો, માગું એટલું વરદાનજી.
કરણપુરી ગાય સાંભળે, તેનો વૈકુંઠ થાયે વાસજી;
સાંજ સવારે પાઠ જે કરશે તેને ઘેર મંગળ વરતાયજી.



# શેની શરમ બે આંખોની.

# રૂપીઆ પાંચ ઇનામ.

**દુનિયાં કહે છે કે આંખ એ જીંદગીનું સાર્થક છે ?**

**તો ધ્યાન દઇ પુરેપુરૂં વાંચો.**

કહેતા સૌ સંસાર, જીભ્યાથી જોયું ભલું;
ગયો વ્યર્થ અવતાર, જીભ્યા પણ જોયું નહિ.

રાતના અભ્યાસ કરતા વિદ્યાર્થિઓ, નામું લખનાર વેપારીઓ કારકુનો, માસ્તરો તથા નક્શી કામ કરનાર કારીગરો, ભરત અને શીવણનું કામ કરનાર સ્ત્રીઓ, ઇજનેરો, વીવીંગ માસ્તરો, શેઠ શાહુકારો અને રાજ દરબારમાં વાપરવાલાયક અને લહેજત આપનાર.

છુપો રહે નહીં આભમાં, ઉગ્યો દિનકર જેમ;
સુરમો ઉત્તમ દેખતાં, છુપો રહે નહિ તેમ.

પારાથી મર્દન થએલો, ભીમસેની બાસથી ઘુંટાએલો, શુક્લાંજળના પટે ચઢેલો, સીસાથી શોધાયેલો, જસતના ખાપરીઆથી ભેળવાયેલો, સાચા મોતીની છુકાથી લસોટાયેલો, આંખના દરેક દરદોને મટાડનાર.

સાચા મોતીનો સુરમો નથી તેવો ખાત્રી કરી આપનારને રૂપીઆ પાંચ ઇનામ આપવામાં આવે છે. આ સુરમો સવાર સાંજ આંખમાં આંજવાથી પાણીનું ઝરવું, ઝાંખ, ઝાંયા, આંખ ઝીણી પડવાથી કમનજર થઇ લોચા વળે છે. ઝાકરથી આંખમાં આવતી ચેળ, વેગ, બળતરા, ફળતર, થતો મોતીઓ, પાંપણોનું ખરવું, પીયા વળવા વગેરે દરદોને અટકાવી આરામ કરેછે. ઘણાક ગૃહસ્થો કહે છે કે સારી આંખ હોય ને શા માટે સુરમો આંજવો જોઇએ ? તો જેમ ન્હાવાથી મેલ નીકળી શરીર સ્વચ્છ થાય છે તેમ રોજે

